# ઝકાતની હકીકત

## (ખુત્બાત-૪)

લે. મૌલાના સૈયદ અબુલઆ'લા મૌદૂદી (રહ.)

• અનુવાદ •
ઝહીરુદ્દીન શેખ

# અનુક્રમણિકા


પ્રસ્તાવના ........................................ ૪

પ્રકરણ ૧. ઝકાત ........................................ ૬

પ્રકરણ ૨. ઝકાતની હકીકત ........................................ ૧૬

પ્રકરણ ૩. સામાજિક અને સામૂહિક જીવનમાં ઝકાતનું સ્થાન .......... ૨૮

પ્રકરણ ૪. અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાના સામાન્ય આદેશો .......... ૩૬

પ્રકરણ ૫. ઝકાતના ખાસ આદેશો ........................................ ૪૭

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રસ્તાવના

પ્રસ્તુત પુસ્તક 'ઝકાતની હકીકત' લેખકના મૂળ ખુત્બાઓ (પ્રવચનો), જે પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયા હતા, તે 'ખુત્બાત' (ઉર્દૂ)ના ચોથા પ્રકરણનો અનુવાદ છે.

મૂળ પુસ્તકમાં ઈસ્લામી વિશ્વના એક મોટા આલિમ (વિદ્વાન) મૌલાના સૈયદ અબુલઆ'લા મૌદૂદી (રહ.)ના તે ખુત્બાઓને એકત્ર કરીને પ્રકાશિત કરવામાં આવ્યા છે, જે તેમણે ઈ.સ. ૧૯૩૮માં 'દારુલ ઈસ્લામ' પઠાનકોટ (પંજાબ)ની જુમ્આ મસ્જિદમાં અલ્પ શિક્ષિત સામાન્ય મુસલમાનો સમક્ષ આપ્યા હતા. આ ખુત્બાઓ એટલી સરળ અને પ્રભાવશાળી શૈલીમાં ઈસ્લામની પાયાની શિક્ષાઓને તેની સ્પિરિટ (રૂહ)ની સાથે પ્રસ્તુત કરવામાં આવ્યા છે કે તેને સાંભળીને અથવા વાંચીને અસંખ્ય લોકોના જીવન સુધરી ગયા અને તેઓ બૂરાઈઓ છોડવા અને સદ્કાર્યોને અપનાવવા પર મજબૂર થઈ ગયા. આ લોકોમાં મુસલમાનો પણ છે અને બિનમુસ્લિમો પણ.

આ ખુત્બાઓની આ જ ખૂબીઓને કારણે દુનિયાની અનેક ભાષાઓમાં તેના અનુવાદો મોટી સંખ્યામાં પ્રકાશિત કરવામાં આવ્યા છે અને તે બધા અત્યંત લોકપ્રિય થયા છે.

મૌલાના મૌદૂદીનું એક અન્ય લોકપ્રિય પુસ્તક 'દીનિયાત' (ગુજરાતી અનુવાદ 'ઈસ્લામ પરિચય')માં ઈસ્લામી આસ્થાઓનું વિગતવાર વર્ણન કરવામાં આવેલ છે અને ઈસ્લામની શરઈ (ધર્મશાસ્ત્રીય) વ્યવસ્થા વિશે પણ કેટલીક માહિતી ઉપલબ્ધ કરવામાં આવી છે, અને આ પુસ્તકમાં દીને-ઈસ્લામ (ઈસ્લામ ધર્મ)ની સ્પિરિટ અને ઈબાદતોનું વિગતવાર વર્ણન કરવામાં આવેલ છે.

ઈસ્લામને સાચી રીતે જાણવા માટે જરૂરી જ્ઞાન અને શિક્ષણ પ્રાપ્ત કરવાની ફરજચૂકના કારણે મુસલમાનોમાં વર્ષોથી બિનઈસ્લામી આચાર-વિચાર અને જીવન પદ્ધતિ રિવાજ પામતી ગઈ છે. જેના પરિણામે દેશબાંધવોમાં ઈસ્લામ અને મુસલમાનો વિષે ગેરસમજ ઊભી થવી સરળ અને સહજ બની ગયું છે. માટે ઈસ્લામની સાચી સમજ અને અર્થઘટનની જાણકારી મેળવવી મુસલમાનો માટે અત્યંત જરૂરી છે કે જેથી

તેઓ પોતાના અન્ય ભાઈઓને ઇસ્લામનો પરિચય આપી શકે. ઉક્ત બંને પુસ્તકોને મેળવીને વાંચ્યા પછી દીને-ઇસ્લામને સમજવું અને તે અનુસાર બરાબર અમલ કરવું પણ સરળ થઈ જાય છે. દીન ઉપર અમલ કરવાના પરિણામે માનવ અને માનવ-સમાજમાં એક મનોવાંછિત, રુચિકર અને હકારાત્મક પરિવર્તન જોવા મળશે અને લોકો દીનના લાભો અને બરકતોને પોતાની આંખોથી સ્વયં જોઈ શકશે.

અહીં એ વાત પણ બતાવી દેવી જરૂરી લેખાશે કે આ ખુત્બાઓ જે પરિસ્થિતિમાં આપવામાં આવ્યા હતા, તેમાં હવે ઘણું પરિવર્તન આવી ગયું છે, તેથી તેને વાંચતા સમયે તે સંજોગોને દૃષ્ટિ સમક્ષ રાખવા આવશ્યક છે.

મૂળ પુસ્તક 'ખુત્બાત' (ઉર્દૂ)ના અનુવાદનો પ્રથમ ભાગ 'ઈમાનની હકીકત', દ્વિતીય ભાગ 'ઇસ્લામની હકીકત', તૃતીય ભાગ 'નમાઝ-રોઝાની હકીકત' અને આ ચોથો ભાગ 'ઝકાતની હકીકત'ના નામે સમયાંતરે પ્રસિદ્ધ થતા રહ્યા છે.

**ઇસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત** છેલ્લા ત્રણ-ચાર દશકાઓથી ઇસ્લામી શિક્ષાઓ પર આધારિત પુસ્તકો તૈયાર કરવાની સેવામાં લાગેલ છે. આ પુસ્તકને આપ-સૌની સેવામાં પ્રસ્તુત કરવાનું સૌભાગ્ય મળ્યું, તે બદલ અલ્લાહનો આભાર વ્યક્ત કરીએ છીએ. આશા છે કે આ પુસ્તિકાના અભ્યાસથી ગુજરાતી ભાષી મુસલમાનો અને અન્ય દેશબંધુઓ પણ ઇસ્લામની બુનિયાદી આસ્થાઓ વિષે સારી રીતે સમજ કેળવી શકશે અને પોતાના જીવનની સુધારણા માટે મદદ અને પ્રેરણા મેળવી શકશે.

—: પ્રકાશક :—

**ઇસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત**

## પ્રકરણ — ૧

# ઝકાત

### ઝકાતનું મહત્વ :

મુસલમાન ભાઈઓ ! નમાઝ પછી ઈસ્લામનું સૌથી મોટું રુક્ન ઝકાત છે. ઈબાદતના વિષયમાં સામાન્ય રીતે નમાઝ પછી રોઝાનું નામ લેવામાં આવે છે, એટલે લોકો એમ માને છે કે નમાઝ પછી રોઝાનો દરજ્જો છે, પરંતુ કુર્આન-મજીદથી આપણને જાણવા મળે છે કે ઈસ્લામમાં નમાઝ પછી સૌથી વધુ મહત્ત્વ ઝકાત ધરાવે છે. આ બંને મોટા અને મૂળ સ્તંભો છે, જેના ઉપર ઈસ્લામની ઈમારત ઉભી થાય છે. તે સ્તંભો હટી ગયા પછી ઈસ્લામ કાયમ રહેતો નથી.

### ઝકાતનો અર્થ :

ઝકાતનો અર્થ પવિત્રતા અને સ્વચ્છતા જેવો થાય છે. ઝકાતને પવિત્રતાની ઉપમા એટલા માટે જ આપવામાં આવી છે કે માણસ પોતાના માલમાંથી એક ભાગ ગરીબો અને હાજતમંદો માટે માટે કાઢે છે, જેથી તેનો માલ તથા નફસ પવિત્ર થઈ જાય છે.

જે માણસ ખુદાએ આપેલી દોલતમાંથી ખુદાના બંદાઓનો હક્ક અદા કરતો નથી, તે માણસનો માલ અપવિત્ર છે અને માલના સાથે તેનો નફ્સ પણ અપવિત્ર છે, કારણ કે તેના માનસમાં ઉપકારને વિસરી જવાની વૃતિ છે. તેની મનોવૃતિ એટલી બધી ટૂંકી, સ્વાર્થી અને કંજૂસ છે કે જે ખુદાએ તેને જરૂરતથી વધુ દોલત આપીને તેના ઉપર ઉપકાર કર્યો છે, તે ખુદાનો હક્ક અદા કરવામાં પણ તેને દુઃખ થાય છે.

એવા માણસથી એ આશા રાખી શકાય જ નહીં કે તે દુનિયામાં કોઈ નેકી પણ ખુદાના નામે કરશે અને દીન તથા ઈમાનની ખાતર કુરબાની સહન કરશે, એટલે એ કંજૂસ માણસનું દિલ પણ નાપાક છે અને કંજૂસાઈથી એકત્ર કરેલો તેનો માલ પણ નાપાક છે.

## ઝકાત, એક પરીક્ષા :

અલ્લાહતઆલાએ ઝકાત ફરજ કરીને લોકોની પરીક્ષા લીધી છે. જે માણસ રાજીખુશીથી જરૂરત કરતાં વધારાના માલમાંથી અલ્લાહનો હક્ક કાઢે છે અને તેના બંદાઓની મદદ કરે છે, તે અલ્લાહનો ઉપયોગી માણસ છે અને એ માણસ જ એ લાયકાત ધરાવે છે કે ઈમાનદાર લોકોની જમાઅતમાં તેની ગણત્રી થાય.

જે માણસનું મન એટલુ સંકુચિત અને કંજૂસ છે કે અલ્લાહના નામ ઉપર જરા જેટલી નાનકડી કુરબાની પણ આપી શકતો નથી, તે માણસ અલ્લાહની નજરે કોઈ કામનો નથી. તે માણસમાં એટલી લાયકાત જ નથી કે ઈમાનદારોની જમાઅતમાં તેને દાખલ કરવામાં આવે. તે તો એક સડી ગયેલું અંગ છે અને જો શરીરમાંથી તે અંગને કાપી નાખવામાં નહીં આવે, તો તે આખાય શરીરને સડાવી દેશે.

એ જ કારણ હતું કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વફાત પછી જ્યારે અરબના અમુક કબીલાઓએ ઝકાત આપવાનો ઈન્કાર કર્યો, ત્યારે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ.એ એ જ રીતે તેમના સાથે લડાઈ કરી હતી, જે રીતે કાફિરોના સાથે થાય છે. જો કે તે લોકો પણ નમાઝ પઢતા હતા અને ખુદા તથા રસૂલ સલ્લ.ને માન્ય રાખતા હતા.

એ બનાવ ઉપરથી જણાય છે કે ઝકાત વગર નમાઝ, રોઝા અને ઈમાનની ગવાહી બધું જ બેકાર છે. તેના વગર કોઈપણ ચીજનો ભરોસો કરી શકાય નહીં.

## બધા અંબિયા અલૈ.ની ઉમ્મતો પર ઝકાતની અનિવાર્યતા :

જરા કુર્આન-મજીદ ઉઘાડીને જુઓ તો જણાશે કે પુરાતનયુગના તમામ પયગંબરોના જમાનામાં દરેક ઉમ્મતોને નમાઝ અને ઝકાતનો હુકમ આપવામાં આવ્યો હતો. દીને-ઈસ્લામ ક્યારેય કોઈ પણ પયગંબરના જમાનામાં આ બંને ચીજોથી વંચિત રહ્યો નથી. કુર્આન-મજીદ હઝરત ઈબ્રાહિમ અલૈ. તથા તેમના વંશના પયગંબરોનું વર્ણન કર્યા પછી ઈર્શાદ ફરમાવે છે કે –

وَجَعَلْنٰهُمْ اَىِٕمَّةً يَّهْدُوْنَ بِاَمْرِنَا وَاَوْحَيْنَآ اِلَيْهِمْ فِعْلَ الْخَيْرٰتِ
وَاِقَامَ الصَّلٰوةِ وَاِيْتَآءَ الزَّكٰوةِ ۚ وَكَانُوْا لَنَا عٰبِدِيْنَ ۝

"અમે તેમને સરદાર બનાવી દીધા, જેઓ અમારા આદેશો અનુસાર માર્ગદર્શન કરતા હતા અને તેમને વહ્ય દ્વારા સદ્કાર્યો કરવાનો અને નમાઝ કાયમ કરવાનો અને ઝકાત આપવાનો આદેશ આપ્યો અને તેઓ અમારી બંદગી કરનારા હતા."

(સૂરઃ અંબિયા, આ. ૭૩)

સૈયદના હઝરત ઈસ્માઈલ અલૈહિસ્સલામ માટે ઈર્શાદ છે કે –

وَكَانَ يَأْمُرُ أَهْلَهُ بِالصَّلٰوةِ وَالزَّكٰوةِ وَكَانَ عِنْدَ رَبِّهِ مَرْضِيًّا ۝

" તે પોતાના કુટુંબીઓને નમાઝ અને ઝકાતની આજ્ઞા કરતો હતો અને પોતાની રબના નજીક એક પસંદગી પામેલો મનુષ્ય હતો." (સૂરઃ મરયમ, આ. ૫૫)

હઝરત મૂસા અલૈ.એ પોતાની કોમ માટે દુઆ કરી હતી કે, હે ખુદા ! અમને આ દુનિયામાં પણ ભલાઈ આપ અને આખિરતમાં પણ ભલાઈ આપ. તમે જાણો છો કે અલ્લાહે તેના જવાબમાં શું જણાવ્યું હતું ? જવાબમાં ઈર્શાદ થાય છે કે –

عَذَابِيْٓ أُصِيْبُ بِهِ مَنْ أَشَآءُ ۚ وَرَحْمَتِيْ وَسِعَتْ كُلَّ شَيْءٍ ۚ فَسَأَكْتُبُهَا
لِلَّذِيْنَ يَتَّقُوْنَ وَيُؤْتُوْنَ الزَّكٰوةَ وَالَّذِيْنَ هُمْ بِاٰيٰتِنَا يُؤْمِنُوْنَ ۝

"સજા તો હું જેને ચાહું છું આપું છું, પરંતુ મારી દયા પ્રત્યેક વસ્તુને આવરી લે છે અને તેને હું એવા લોકોના હક્કમાં લખીશ, જેઓ અવજ્ઞાથી બચશે, ઝકાત આપશે અને મારી આયતો ઉપર ઈમાન લાવશે."(સૂરઃ અઅ્રાફ, આ. ૧૫૬ )

હઝરત મૂસા અલૈ.ની કોમ કંજૂસ હતી. નાણા માટે જીવ આપે એવી હતી. જેમ આજે પણ યહુદીઓની કંજૂસાઈને આપણે જોઈએ છીએ કે તેઓ કેટલી હદના ધનના લોભમાં ઓતપ્રોત છે. એ જ કારણ હતું કે હઝરત મૂસા અલૈ. જેવા મહાન પયગંબરની દુઆનો અલ્લાહતઆલાએ સાફ અને સ્પષ્ટ શબ્દોમાં જવાબ આપ્યો કે જો તમારી કોમ ઝકાત આપશે, તો મારી રહેમત તેમના માટે હશે, નહીં તો ચોખ્ખી વાત સાંભળી લો કે તેઓ મારી રહેમતથી વંચિત થઈ જશે અને મારો અઝાબ (તેમને) ઘેરી વળશે.

હઝરત મૂસા અલૈ.પછી પણ વારંવાર બની ઈસરાઈલ (યહૂદીઓ)ને એ જ વાત કહેવામાં આવી અને વારંવાર વચન લેવામાં આવ્યું કે, અલ્લાહ સિવાય અન્યની ઈબાદત કરશો નહીં અને નમાઝ અને ઝકાતની પાબંદી કરો. છેવટમાં નોટીસ આપવામાં આવી કે –

وَقَالَ اللّٰهُ إِنِّيْ مَعَكُمْ ۖ لَئِنْ أَقَمْتُمُ الصَّلٰوةَ وَاٰتَيْتُمُ الزَّكٰوةَ وَاٰمَنْتُمْ
بِرُسُلِيْ وَعَزَّرْتُمُوْهُمْ وَأَقْرَضْتُمُ اللّٰهَ قَرْضًا حَسَنًا لَّأُكَفِّرَنَّ عَنْكُمْ سَيِّاٰتِكُمْ

"અલ્લાહે ફરમાવ્યું કે હું તમારા સાથે છું, જો તમે નમાઝ કાયમ રાખો અને ઝકાત આપો અને મારા રસૂલોને માનો અને તેમની મદદ કરો અને પોતાના ખુદાને શ્રેષ્ઠ

કરજ આપતા રહો, તો ખાત્રી રાખો કે હું તમારી બૂરાઈઓ તમારામાંથી દૂર કરી દઈશ." (સૂરઃ માઈદહ, આ. ૧૨)

રસૂલુલ્લાહ સલ્લ.થી પહેલાં આખરી નબી તરીકે હઝરત ઈસા અલૈ. હતા, તો તેમને પણ અલ્લાહતઆલાએ નમાઝ તથા ઝકાતની સાથે એ જ હુકમ આપ્યો કે –

وَّجَعَلَنِيْ مُبٰرَكًا اَيْنَ مَا كُنْتُ ۠ وَاَوْصٰنِيْ بِالصَّلٰوةِ وَالزَّكٰوةِ مَا دُمْتُ حَيًّا ۝

"અને બરકતવાળો બનાવ્યો જ્યાં પણ રહું અને નમાઝ અને ઝકાતના પાલનનો હુકમ આપ્યો, જ્યાં સુધી હું જીવતો રહું." (સૂરઃ મરયમ, આ. ૩૧)

આ ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે ઈસ્લામ ધર્મ દરેક નબીના યુગમાં આ બે સ્તંભો ઉપર કાયમ થયો હતો અને એવું ક્યારેય બન્યું નથી કે ખુદા પર ઈમાન રાખનાર કોઈ કોમને પણ આ બે ફરજો માફ કરવામાં આવી હોય.

## ઉમ્મતે મુસ્લિમા પર ઝકાતની અનિવાર્યતા :

હવે આપણે એ જોઈએ કે નબીએ કરીમ સલ્લ.ની શરીઅતમાં આ બંને ફરજોને કેવી રીતે એકત્ર કરીને બયાન કરવામાં આવી છે. કુર્આન-મજીદ ઉઘાડતાં જ જે આયત નજરે પડે છે તે કઈ છે ? એ જ કે –

ذٰلِكَ الْكِتٰبُ لَا رَيْبَ ۛ فِيْهِ ۛ هُدًى لِّلْمُتَّقِيْنَ ۝ الَّذِيْنَ يُؤْمِنُوْنَ
بِالْغَيْبِ وَيُقِيْمُوْنَ الصَّلٰوةَ وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ۝

"આ અલ્લાહનો ગ્રંથ છે, એમાં કોઈ શંકા નથી. માર્ગદર્શન છે એ સંયમી લોકો માટે, જેઓ અદૃશ્ય ઉપર ઈમાન લાવે છે, નમાંઝ કાયમ કરે છે, જે કંઈ અમે તેમને આપ્યું છે તેમાંથી ખર્ચ કરે છે." (સૂરઃ બકરહ, આ. ૨-૩)

اُولٰٓئِكَ عَلٰى هُدًى مِّنْ رَّبِّهِمْ ۗ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ۝

"આવા લોકો પોતાના રબ તરફથી સીધાં માર્ગ ઉપર છે અને તેઓ જ સફળતા પ્રાપ્ત કરવાવાળા છે." (સૂરઃ બકરહ, આ. ૫)

એટલે કે જે લોકોના દિલમાં ઈમાન નથી, નમાઝ અને ઝકાત જેઓ અદા નથી કરતા તે લોકો ન તો સત્ય માર્ગ ઉપર છે, ન સફળ થનાર છે.

ત્યાર બાદ એ સૂરઃ બકરહને આગળ પઢતાં જાઓ, થોડાંક પાના પછી ફરી એ જ હુકમ થાય છે કે –

وَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ وَارْكَعُوْا مَعَ الرّٰكِعِيْنَ ۝

"નમાઝ કાયમ કરો, ઝકાત આપો, અને જે લોકો મારી સમક્ષ ઝૂકી રહ્યાં છે તેમના સાથે તમે પણ ઝૂકી પડો." (સૂરઃ બકરહ, આ. ૧૪૩)

પછી આગળ જતાં એ જ સૂરઃમાં ઈર્શાદ છે :

لَيْسَ الْبِرَّ اَنْ تُوَلُّوْا وُجُوْهَكُمْ قِبَلَ الْمَشْرِقِ وَالْمَغْرِبِ وَلٰكِنَّ الْبِرَّ مَنْ
اٰمَنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَالْمَلٰٓئِكَةِ وَالْكِتٰبِ وَالنَّبِيّٖنَ ۚ وَاٰتَى الْمَالَ عَلٰى
حُبِّهٖ ذَوِى الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنَ وَابْنَ السَّبِيْلِ ۙ وَالسَّآئِلِيْنَ
وَفِى الرِّقَابِ ۚ وَاَقَامَ الصَّلٰوةَ وَاٰتَى الزَّكٰوةَ ۚ وَالْمُوْفُوْنَ بِعَهْدِهِمْ اِذَا عٰهَدُوْا ۚ
وَالصّٰبِرِيْنَ فِى الْبَاْسَآءِ وَالضَّرَّآءِ وَحِيْنَ الْبَاْسِ ۗ اُولٰٓئِكَ الَّذِيْنَ
صَدَقُوْا ۗ وَاُولٰٓئِكَ هُمُ الْمُتَّقُوْنَ ۝

"નેકી એ નથી કે તમે તમારા મુખ પૂર્વ તરફ કરી લીધા કે પશ્ચિમ તરફ, બલ્કે નેકી એ છે કે મનુષ્યો અલ્લાહને અને અંતિમ દિવસ અને ફરિશ્તાઓને અને અલ્લાહે ઉતારેલા ગ્રંથ અને તેના પયગંબરોને હૃદયપૂર્વક માને અને અલ્લાહના પ્રેમમાં પોતાનું પ્રિય ધન સગાઓ અને અનાથો માટે, મોહતાજો અને મુસાફરો માટે, મદદ માટે હાથ લબાવનારાઓ માટે અને ગુલામોની મુક્તિ માટે ખર્ચ કરે, નમાઝ કાયમ કરે અને ઝકાત આપે અને નેક એ લોકો છે કે જયારે વચન આપે તો તેને પૂરૂં કરે અને તંગી તથા મુસીબતમાં અને સત્ય તથા અસત્યની લડાઈમાં ધૈર્ય રાખે. આ જ સાચા લોકો છે અને આ જ લોકો સંયમી (મુત્તકી) છે." (સૂરઃ બકરહ, આ. ૧૭૭)

પછી આગળ જુઓ સૂર : માઈદહમાં શું ફરમાવવામાં આવ્યું છે –

اِنَّمَا وَلِيُّكُمُ اللّٰهُ وَرَسُوْلُهٗ وَالَّذِيْنَ اٰمَنُوا الَّذِيْنَ يُقِيْمُوْنَ الصَّلٰوةَ
وَيُؤْتُوْنَ الزَّكٰوةَ وَهُمْ رٰكِعُوْنَ ۝ وَمَنْ يَّتَوَلَّ اللّٰهَ وَرَسُوْلَهٗ
وَالَّذِيْنَ اٰمَنُوْا فَاِنَّ حِزْبَ اللّٰهِ هُمُ الْغٰلِبُوْنَ ۝

"તમારા મિત્રો તો હકીકતમાં માત્ર અલ્લાહ અને અલ્લાહનો રસૂલ અને એ ઈમાનવાળાઓ છે, જેઓ નમાઝ કાયમ કરે છે, ઝકાત આપે છે અને અલ્લાહની આગળ ઝુકનારા છે અને અલ્લાહ અને તેના રસૂલ અને ઈમાનવાળાઓને પોતાનો

મિત્ર બનાવી લે તેને માલૂમ થાય કે અલ્લાહનો પક્ષ જ વિજયી થનાર છે.”

(સૂરઃ માઈદહ, આ. ૫૫-૫૬)

## ઈમાનવાળાઓની ઓળખ — નમાઝ અને ઝકાત :

આ મહાન આયતમાં એક મહત્ત્વનો નિયમ વર્ણવવામાં આવ્યો છે. સૌ પ્રથમ તો આ આયતથી તમને ખબર પડી ગઈ હશે કે ઈમાનવાળાઓ ફક્ત એ લોકો છે, જેઓ નમાઝ પઢે છે અને ઝકાત આપે છે. ઈસ્લામના આ બે અરકાનો (ઉસૂલો)થી જે લોકો મોઢું ફેરવે છે, તેમનો ઈમાનનો દાવો જુઠ્ઠો છે.

પછી આ આયત ઉપરથી એ જાણવા મળે છે કે અલ્લાહ તથા રસૂલ સલ્લ. અને ઈમાનદાર લોકોની એક જમાઅત છે. એટલે ઈમાનદાર લોકોનું કામ એ છે કે બીજી તમામ જમાઅતોથી જુદા થઈને આ જમાઅતમાં દાખલ થઈ જાય. કોઈ મુસલમાન આ જમાઅત બહાર રહેનાર કોઈ પણ માણસથી, પછી ભલે ને તે બાપ હોય કે ભાઈ, બહેન હોય કે પાડોશી હોય અથવા દેશબાંધવ, ગમે તે હોય, પણ જો તેને દોસ્ત બનાવશે અને તેનાથી મહોબ્બત અને સહકારનો સંબંધ રાખશે, તો તેણે એ આશા ન રાખવી જોઈએ કે ખુદા તેનાથી મદદગારીનો સંબંધ રાખવો પસંદ કરશે.

સૌથી આખરમાં આ આયતથી એ પણ જાણવા મળે છે કે ઈમાનદાર લોકોને સફળતા અને વર્ચસ્વ ત્યારે જ પ્રાપ્ત થઈ શકે છે, જ્યારે તેઓ એકત્ર થઈને કેવળ અલ્લાહ, રસૂલ સલ્લ. અને ઈમાનદાર લોકોને જ પોતાના મિત્ર, મદદગાર અને સહચર બનાવશે.

## ઈસ્લામી બંધુત્વની બુનિયાદો :

હવે જરા આગળ વધીને સૂરઃ તૌબાનું મનન કરો. સૂરઃ તૌબામાં અલ્લાહ-તઆલાએ મુસલમાનોને કાફિરો તથા મુશ્રિકોથી યુદ્ધ કરવાનો આદેશ આપ્યો છે અને એકધારી રીતે કેટલાય રૂકૂઓ સુધી યુદ્ધ સાથે સંબંધ ધરાવતી બાબતોનો બોધ આપ્યો છે. એ વિષે ઈર્શાદ છે કે —

فَإِن تَابُوا وَأَقَامُوا الصَّلَوٰةَ وَآتَوُا الزَّكَوٰةَ فَإِخْوَانُكُمْ فِي الدِّينِ

“પછી જો આ લોકો તૌબા કરી લે અને નમાઝ કાયમ કરે અને ઝકાત આપે, તો તમારા દીની ભાઈઓ છે.” (સૂરઃ તૌબા, આ. ૧૧)

એટલે કે માત્ર કુફ્ર અને શિર્કથી તૌબા કરી લેવી અને ઈમાનની કબૂલાત કરી લેવી પૂરતી નથી, પણ એ વાતની સાબિતી આપવી પડશે કે ખરેખર તેઓ કુફ્ર અને

શિર્કથી પવિત્ર થઈ ગયા છે. હકીકતમાં ઈમાન લાવ્યા છે, એ વસ્તુની સંપુર્ણ ખાત્રી ત્યારે જ થશે, જ્યારે તેઓ નમાઝની પાબંદી કરશે અને ઝકાત આપશે. જ્યારે તેઓ અમલથી પોતાના ઈમાનની ખાત્રી કરાવી આપે, ત્યારે જ તમારા ભાઈ બની શકે છે, નહિં તો તેમને ભાઈ સમજો નહીં અને યુદ્ધ બંધ કરો નહીં.

પછી આગળ એ જ સુરઃમાં ફરમાવ્યું છે કે –

وَالْمُؤْمِنُوْنَ وَالْمُؤْمِنٰتُ بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ ۘ يَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ
وَ يَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ وَ يُقِيْمُوْنَ الصَّلٰوةَ وَ يُؤْتُوْنَ الزَّكٰوةَ
وَ يُطِيْعُوْنَ اللّٰهَ وَ رَسُوْلَهٗ ؕ اُولٰٓئِكَ سَيَرْحَمُهُمُ اللّٰهُ ؕ

''મોમિન પુરૂષો અને મોમિન સ્ત્રીઓ, એ સૌ એક-બીજાના મિત્રો છે. ભલાઈની આજ્ઞા આપે છે અને બૂરાઈથી રોકે છે, નમાઝ કાયમ કરે છે, ઝકાત આપે છે, અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરે છે. આ એ લોકો છે, જેમના ઉપર અલ્લાહની રહેમત જરૂર ઊતરશે'' (સૂરઃ તૌબા, આ. ૭૧)

સાંભળી લીધું તમે ? કોઈ માણસ ત્યાં સુધી મુસલમાનનો મઝહબી ભાઈ બની જ નથી શકતો, જ્યાં સુધી ઈમાનની કબૂલાત ન કરે અને અમલમાં નમાઝ તથા ઝકાતની પાબંદી ન કરે. ઈમાન, નમાઝ, ઝકાત આ ત્રણ વસ્તુઓ મળીને આ ઈમાનદાર લોકોની જમાઅત બનાવે છે. જે લોકો આ ત્રણેય વસ્તુના પાબંદ છે, તેઓ આ પવિત્ર જમાઅતની અંદર દાખલ છે અને એ લોકો વચ્ચે જ મિત્રતા, મહોબ્બત, મેળ-મિલાપ અને પરસ્પર સહકારના સંબંધો છે.

જે લોકો એ વસ્તુઓના પાબંદ નથી, તે લોકો એ જમાઅતથી બહાર છે. પછી તેઓ કેવળ નામના મુસ્લિમ કેમ ન હોય ? એમનાથી મહોબ્બત, મિત્રતા અને સહકારનો સંબંધ રાખવાનો અર્થ એ જ થાય છે કે તમે અલ્લાહનો કાનૂન તોડી નાખ્યો અને અલ્લાહની જમાઅતને વેરવિખેર કરી નાખી. પછી તમે દુનિયામાં કઈ રીતે વર્ચસ્વ ભોગવવાની આશા રાખી શકો છો ! આ હકીકતને હજુ જરા આગળ જુઓ.

## અલ્લાહની મદદની શરતો :

وَلَيَنْصُرَنَّ اللّٰهُ مَنْ يَّنْصُرُهٗ ؕ اِنَّ اللّٰهَ لَقَوِيٌّ عَزِيْزٌ ۝ اَلَّذِيْنَ اِنْ
مَّكَّنّٰهُمْ فِى الْاَرْضِ اَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ وَاَمَرُوْا
بِالْمَعْرُوْفِ وَنَهَوْا عَنِ الْمُنْكَرِ ؕ وَلِلّٰهِ عَاقِبَةُ الْاُمُوْرِ ۝

"અલ્લાહ જરૂર એ લોકોની મદદ કરશે, જેઓ તેની મદદ કરશે. અલ્લાહ અત્યંત શક્તિશાળી અને જબરજસ્ત છે. આ એ લોકો છે, જેમને જો અમે ધરતી ઉપર સત્તા બક્ષીએ, તો તેઓ નમાઝ કાયમ કરશે, ઝકાત આપશે, ભલાઈની આજ્ઞા કરશે અને બૂરાઈથી રોકશે અને સર્વ મામલાઓમાં પરિણામ અલ્લાહના હાથમાં છે."

(સૂરઃ હજ્જ, આ. ૪૦-૪૧)

આ આયતમાં પણ મુસલમાનોને એ જ નોટિસ અપાય છે, જે યહૂદીઓને અપાઈ હતી. હું હમણા જ તમને જણાવી ચૂક્યો છું કે અલ્લાહત્આલાએ બની ઈસરાઈલને કેવી નોટિસ આપી હતી ?

તેમને સાફ શબ્દોમાં કહી દેવામાં આવ્યું હતું કે હું ત્યાં સુધી જ તમારા સાથે છું, જ્યાં સુધી તમે નમાઝ પઢતા રહેશો, ઝકાત આપશો અને મારા નબીઓના કાર્યક્રમો (મિશનો)માં સાથ આપતા રહેશો, યાને મારા કાનૂનને દુનિયામાં અમલી બનાવવાની કોશિશ કરતા રહેશો. જ્યારે તમે એ કાર્યને ત્યજી દેશો, ત્યારે હું મારો હાથ તમારી મદદથી રોકી લઈશ.

ઠીક એ જ વાત અલ્લાહે મુસલમાનોને પણ કહી છે. એમને સાફ કહેવામાં આવ્યું છે કે તમે જમીન પર સત્તા મેળવીને નમાઝ કાયમ કરશો, ઝકાત આપશો અને નેકીઓ ફેલાવશો તથા બદીઓને મિટાવશો, તો હું તમારો મદદગાર છું અને જેનો હું મદદગાર છું, તેને કોણ દબાવી શકે છે ?

પરંતુ જો તમે ઝકાતથી વિમુખ થઈ ગયા, જમીન પર સત્તા મેળવીને નેકીઓને બદલે બદીઓ ફેલાવી, બદીને બદલે નેકીઓનો નાશ શરૂ કરી દીધો, મારો કલ્મો બુલંદ કરવાને બદલે તમારો પોતાનો કલ્મો બુલંદ કર્યો અને કરવેરા વસૂલ કરીને પોતાના માટે ધરતી પર સ્વર્ગ સર્જી દીધું અને ધરતીની માલિકી એ જ હેતુસર મળી છે એમ માની લીધું, તો સાંભળી લો કે મારી મદદ તમારા સાથે નહીં હોય. પછી તો શેતાન જ તમારો મદદગાર હશે !

## મુસલમાનોને ચેતવણી :

અલ્લાહુ અકબર ! બોધ ગ્રહણ કરવા માટે કેવો અર્થપૂર્ણ પ્રસંગ છે ! જ્યારે યહૂદીઓને આ ધમકી આપવામાં આવી હતી, ત્યારે તેઓ એમ સમજ્યા હતા કે આ તો ખાલી મૌખિક ધમકી છે. પછી તેના વિરુદ્ધ અમલ કરીને પરિણામ નિહાળી લીધું કે આજે પૃથ્વી ઉપર દરદર ભટકતા ફરે છે, પ્રત્યેક ઠેકાણેથી હડધૂત કરીને કાઢી મૂકવામાં

આવે છે અને ક્યાંય તેમનું ઠેકાણું કે સ્થળ થતું નથી. જો કે દુનિયામાં સૌથી વધારે ધનવાન કોમ છે, પણ એ રૂપિયા તેમના કશાય કામમાં આવતા નથી.

નમાઝના બદલે બદકારી અને ઝકાતના બદલે વ્યાજખોરીનો નીચ ધંધો અપનાવીને તેમણે પોતાના ઉપર તો ખુદાની લા'નત મેળવી લીધી છે, પણ હવે તે લા'નતને પ્લેગના ઉંદરની જેમ દુનિયાભરમાં ફેલાવતા ફરે છે !

એ જ ધમકી મુસલમાનોને પણ આપવામાં હતી. મુસલમાનોએ તેની જરા પણ પરવા ન કરી અને નમાઝ તથા ઝકાતમાં ગફલત કરી. ખુદાએ અર્પણ કરેલ સત્તાને નેકીઓ ફેલાવવામાં અને બદીઓને રોકવાના ઉપયોગમાં લેવી મૂકી દીધી અને તેનું પરિણામ પણ જોઈ લો કે હકુમતના તખ્તા પરથી ઉતારી પાડવામાં આવ્યા. દુનિયાભરમાં જાલિમોની સત્તાઓ મજબૂત થઈ રહી છે અને મુસ્લિમો દુનિયામાં દરેક જગ્યાએ પરાધિન અને નબળા થતા જાય છે.

નમાઝ અને ઝકાત ત્યજી દેવાનું જે દૃષ્ટ પરિણામ આવ્યું, તે તો તમે જોઈ લીધું, હવે મુસ્લિમોમાં એક એવી જમાઅત પેદા થઈ ગઈ છે, જે મુસ્લિમોને બિભત્સ બદકારી અને નિર્લજ્જતાની ગંદી ગટરમાં ડુબાવવા માંગે છે, એટલું જ નહિ, પણ એ જ જમાઅત મુસ્લિમોને કહે છે કે, તમારી આર્થિક દુર્દશાનો ઇલાજ એ છે કે બેંક અને વિમા કંપનીઓને કાયમ કરો, વ્યાજની લેવડ-દેવડ અને રીતસરનો ધંધો શરૂ કરો.

ખુદાના સોગંદ ! જો મુસ્લિમોએ તે પ્રમાણે કર્યું, તો તેમના ઉપર પણ એ જ ઝિલ્લત અને દુર્દશા નાઝિલ થશે, જેમાં યહૂદીઓ સપડાયેલા છે અને તેઓ પણ ખુદાની એ લઅ્નતમાં ઘેરાઈ જશે, જેણે બની ઇસરાઈલને ઘેરી લીધા છે.

## ઝકાત ન આપવાવાળાઓનો અંજામ :

મુસલમાન ભાઈઓ ! આગામી ખુત્બાઓમાં હું એ બતાવીશ કે ઝકાત કેટલી મહત્ત્વની વસ્તુ છે. અલ્લાહત્આલાએ કેટલી મહાન અને વિશાળ શક્તિઓ ઝકાતમાં ભરી દીધી છે અને આજે મુસલમાનો અલ્લાહની જે રહેમતને સામાન્ય અને મામૂલી ગણે છે, તે વાસ્તવમાં કેટલી મોટી બરકતો અને વિશિષ્ટતાઓ ધરાવે છે. આજના ખુત્બામાં તો કેવળ એ જ બતાવવાનો ઉદ્દેશ હતો કે ઇસ્લામમાં નમાઝ અને ઝકાતનો દરજ્જો શું છે ?

ઘણાં મુસલમાનો એમ સમજે છે અને તેમના મૌલવીઓ દીન-રાત એમને એ સમજાવીને સંતોષ અપાવતા રહે છે કે તેઓ નમાઝ ન પઢે અને ઝકાત ન આપે, છતાં પણ મુસલમાન મટી જતાં નથી અને તેમની મુસલમાની કાયમ રહે છે.

પરંતુ કુર્આન-મજીદ એ માન્યતાને સ્પષ્ટ શબ્દોમાં નકારી કાઢે છે. કુર્આનની નજરે કલ્મએ તૈયિબહનો ઇકરાર પણ ત્યાં સુધી અર્થ વગરનો છે, જ્યાં સુધી માણસ તેની સાબિતી રૂપે નમાઝ અને ઝકાતનો પાબંદ ન હોય. એ જ કારણોસર હઝરત અબૂબક્ર રદિ.એ ઝકાત આપવાનો ઇન્કાર કરનારને કાફિર સમજીને તેના વિરુદ્ધ તલવાર ઉપાડી હતી, જેનો ઉલ્લેખ હું આ પહેલાં હમણા જ કરી ગયો છું.

પ્રથમ તો સહાબાએ કિરામ રદિ.ને એ વાતમાં શંકા હતી કે જે મુસલમાન ખુદા અને રસૂલનો સ્વીકાર કરે છે અને નમાઝ પણ પઢે છે, તેને તે લોકો સાથે ગણી શકાય કે જે લોકો સામે તલવાર ઉપાડવાનો હુકમ છે. પરંતુ જ્યારે હઝરત અબૂબક્ર રદિ. કે જેમને અલ્લાહતઆલાએ નુબૂવતથી નજીક દરજ્જો આપ્યો હતો, પોતાની વાત ઉપર અટલ રહ્યા અને નિશ્ચયપૂર્વક કહ્યું કે, ખુદાના સોગંદ ! અગર આ લોકો મને તે ઝકાતમાંથી, જે રસૂલુલ્લાહ સલ્લ.ના સમયમાં આપ્યા કરતા હતા, ઊંટ બાંધવાની રસ્સી બરાબર પણ ઓછી ઝકાત આપશે, તો હું તેમના સામે તલવાર ઉપાડીશ; ત્યારે સહાબાએ કિરામ રદિ.ના દિલો પણ અલ્લાહની કૃપાથી સત્ય તરફ રોશન થઈ ગયા અને સર્વે એ વાત ઉપર સહમત થયા કે ઝકાતનો ઇન્કાર કરનારા સામે જેહાદ કરવી જોઈએ.

કુર્આન-મજીદ તો સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે ઝકાત ન આપવી, તે મુશ્રિક લોકોનું કામ છે, જે આખિરતના ઇન્કારી છે.

وَوَيْلٌ لِّلْمُشْرِكِيْنَ ۝ الَّذِيْنَ لَا يُؤْتُوْنَ الزَّكٰوةَ
وَهُمْ بِالْاٰخِرَةِ هُمْ كٰفِرُوْنَ ۝

"વિનાશ છે એ મુશ્રિકો માટે, જેઓ ઝકાત આપતા નથી અને આખિરતનો ઇન્કાર કરે છે." (સૂરઃ હા-મીમ સજદહ, આ. ૬૭)

—●—

## પ્રકરણ – ૨
# ઝકાતની હકીકત

મુસલમાન ભાઈઓ ! ગયા ખુત્બામાં હું બતાવી ચુક્યો છું કે નમાઝ પછી ઈસ્લામમાં સૌથી મોટો રુકૂન ઝકાત છે. આ એટલી મહાન વસ્તુ છે કે જે રીતે નમાઝના ઈન્કારીને કાફિર ઠરાવવામાં આવે છે, એ રીતે ઝકાતના ઈન્કારીને ન કેવળ કાફિર ઠરાવવામાં આવે છે, પણ સહાબાએ કિરામ રદિ.ના એકમતે થયેલા નિર્ણય પ્રમાણે તેમના સામે જિહાદ કરવામાં આવે છે.

આજના ખુત્બામાં હું આપને ઝકાતની હકીકત સમજાવીશ, જેથી તમને સમજાઈ જાય કે હકીકતમાં ઝકાત શું છે ? અને તેને ઈસ્લામમાં આટલી બધી મહત્તા શા માટે આપવામાં આવી છે ?

## અલ્લાહની સમીપતા કઈ રીતે પ્રાપ્ત થાય છે ?

**બુદ્ધિ અને જ્ઞાનની પરીક્ષા :**

આપણામાંથી અમુક માણસો એવા સીધા-સાદા છે કે દરેક લાયક અને બિનલાયક મિત્ર બનાવી લે છે અને ક્યારેક મિત્ર બનાવતી વખતે માણસને પારખવાની કોશિશ પણ નથી કરતા કે જેને તેઓ મિત્ર બનાવે છે, તે હકીકતમાં મિત્ર બનાવવાને લાયક પણ છે કે નહીં ? એવા માણસો મોટે ભોગે ધોખો ખાઈ જાય છે અને પાછળથી તેમને નિરાશાનો સામનો કરવો પડે છે. પરંતુ જે લોકો બુદ્ધિશાળી છે, તેઓ જે લોકોને મળે છે તેમને અત્યંત કાળજીપૂર્વક પારખવાની કોશિશ કરે છે, દરેક રીતે તેમને સમજવાની કોશિશ કરે છે, પછી જે કોઈ તેમાંથી પ્રમાણિક, સાચો, નિઃસ્વાર્થ અને વફાદાર માણસ મળી જાય છે, તો કેવળ તેને જ મિત્ર બનાવે છે અને બાકીના બધા માણસોને છોડી દે છે.

અલ્લાહતઆલા સૌથી વધુ બુદ્ધિશાળી અને હિકમતવાળો છે. એટલે તેનાથી એવી આશા કેમ રાખી શકાય કે તે ગમે તેવી વ્યક્તિને પોતાનો મિત્ર બનાવશે, પોતાની જમાઅતમાં દાખલ કરશે અને પોતાના દરબારમાં ઈજ્જત અને મિત્રતાની જગ્યા આપશે.

જ્યારે ઇન્સાનોની બુદ્ધિ અને સમજદારીનો તકાદો એ છે કે કોઈને પણ કસોટી પર કસ્યા વગર અને તપાસ કર્યા વગર મિત્ર બનાવવા નહીં, ત્યારે અલ્લાહ જે સર્વે બુદ્ધિ, ગુણો અને હિકમતોનો મૂળ સ્રોત છે, તેના પાસેથી તો એ આશા રખાય જ નહીં કે તે લોકોને કસોટી પર કસ્યા વગર મિત્રનો મરતબો આપી દેશે.

ધરતી ઉપર કરોડો માણસો જુદી-જુદી જગ્યાએ વસી રહ્યા છે. તેમાં દરેક જાતના માણસો છે. સારા અને ખરાબ માણસો છે, ભલા અને બૂરા માણસો છે. સર્વે માણસોમાં એ લાયકાત તો હોઈ શકતી જ નથી કે તેમને અલ્લાહની જમાઅતમાં દાખલ કરવામાં આવે અને જે લોકો માટે અલ્લાહે દુનિયામાં ખિલાફતનો દરજ્જો અને આખિરતમાં મિત્રતાનો મુકામ રાખ્યો છે, તે લોકોના સાથે તેમને પણ રાખવામાં આવે.

અલ્લાહતઆલાએ ઉચ્ચ પ્રકારની અને કમાલ દરજ્જાની હિકમતથી, અમુક પરીક્ષાઓ, અમુક કસોટીઓ અને તપાસ કરવા માટે અમુક ધોરણો નક્કી કર્યા છે. જે કોઈ તેમાંથી સંપૂર્ણ પસાર થઈ જાય અને તમામ પરીક્ષાઓ તથા કસોટીઓમાં પાસ થઈ જાય, તેને તો અલ્લાહની જમાઅતમાં દાખલ કરવામાં આવે અને જે કોઈ પરીક્ષાઓમાં સફળ ન થાય, તે આપોઆપ જમાઅતથી અલગ રહે, જેથી તેને ખબર પડી જાય કે હું અલ્લાહની જમાઅતમાં પ્રવેશ કરવા યોગ્ય નથી.

આ માપદંડો શું છે? અલ્લાહતઆલા હકીમ અને બુદ્ધિશાળી છે, એટલે સૌથી પહેલ વહેલી પરીક્ષા માણસની બુદ્ધિ અને સમજદારીની છે. તે એ જુએ છે કે તેમાં સમજ-શક્તિ પણ છે કે નહીં? યા પછી નર્યો ડોબો જ છે. એ કારણે કે જાહિલ અને મૂર્ખનો મિત્ર અક્કલમંદ અને જ્ઞાની થઈ શક્તો નથી.

જે માણસ અલ્લાહની નિશાનીઓ અને કુદરતના સંકેતોને નિહાળીને ઓળખી જાય કે એ જ મારો માલિક અને પરવરદિગાર છે. તેના સિવાય ન તો કોઈ ઇબાદતને લાયક છે, ન પાલનહાર છે, ન કોઈ દુઆ સાંભળનાર છે અને ન કોઈ મદદ કરનાર છે. જે માણસ અલ્લાહનો કલામ સાંભળીને જાણી લે કે આ મારા રબનો જ કલામ છે, આવો અનુપમ કલામ અન્યનો હોઈ શકતો જ નથી અને જે માણસ સાચા નબી અને કૃત્રિમ નબીની જિંદગી, ચારિત્ર્ય, નૈતિક ધોરણ, જ્ઞાન, તાલીમ અને તેમના જીવન-પ્રસંગોનો વાસ્તવિક તફાવત યોગ્ય રીતે સમજી લઈ ઓળખી કાઢે છે કે નુબૂવતનો દાવો કરનાર ફલાણો માણસ તો સાચો અને વાસ્તવિક નબી છે અને ખુદા તરફથી હિદાયત અર્થે મોકલવામાં આવ્યો છે, બાકી બીજો માણસ જે નુબૂવતનો દાવો કરે છે, તે સાવ ઢોંગી અને ધુતારો છે, પાખંડી અને દજ્જાલ છે; એ માણસ જ બુદ્ધિની પરીક્ષામાં સફળ થાય છે. એ માણસને જ અલ્લાહતઆલા લોકોના ટોળા અને ભીડમાંથી નોખો તારવી લે છે

અને એને પોતાની જમાઅતના સફળ સભ્યોમાં દાખલ કરે છે. બાકી રહ્યા એ લોકો, જે પ્રથમ પરીક્ષામાં જ નાપાસ થાય છે, તેમને છોડી દેવામાં આવે છે, પછી ભલે જ્યાં મરજીમાં આવે ત્યાં હરાયા ઢોરની જેમ ભટકતા ફરે.

## નૈતિક શક્તિની પરીક્ષા :

આ પ્રથમ પરીક્ષામાં જે લોકો સફળ થાય છે તેમને પછી બીજી પરીક્ષા આપવી પડે છે. આ બીજી પરીક્ષામાં માણસની બુદ્ધિ સાથે તેની નૈતિક શક્તિને પારખવામાં આવે છે અને એ જોવામાં આવે છે કે આ માણસમાં સત્ય વાત અને નેકીને સમજી લીધા પછી તેના ઉપર અમલ કરવાની તથા જૂઠ અને બદીને સમજીને તેનો ત્યાગ કરવાની શક્તિઓ છે કે નહીં ? એ માણસ પોતાના નફ્સની ઇચ્છાઓનો, બાપદાદાના આંધળા અનુકરણનો, ખાનદાની પ્રણાલિકાઓનો, દુનિયાની સામાન્ય માન્યતાઓનો અને રીત-રિવાજોનો ગુલામ તો નથી ને ? તેમાં એ ઉણપ તો નથી ને કે ખુદાની મરજી વિરુદ્ધ એક વસ્તુને જુએ છે અને જાણે છે કે એ વસ્તુ અનિષ્ટ છે, છતાં નિજની આંતરિક કમજોરીના કારણે એ જ વસ્તુના ચક્કરમાં ફસાઈ પડે છે અને તે બીજી વસ્તુને જાણે છે કે એ જ વસ્તુ ખુદાની નજરે સત્ય અને મનપસંદ છે, તેમ છતાંય તેનો સ્વીકાર કરતો નથી ?

આ પરીક્ષામાં પણ જે માણસ નાપાસ થાય છે, તેને અલ્લાહ પોતાના પક્ષમાં ભેળવતો નથી અને કેવળ એ લોકોને જ ચૂંટીને લે છે, જેમના ગુણો એ છે કે –

فَمَنْ يَّكْفُرْ بِالطَّاغُوْتِ وَ يُؤْمِنْ بِاللّٰهِ فَقَدِ اسْتَمْسَكَ
بِالْعُرْوَةِ الْوُثْقٰى لَا انْفِصَامَ لَهَا

"હવે જો કોઈ તાગૂતનો ઇન્કાર કરીને અલ્લાહ ઉપર ઈમાન લઈ આવ્યો, તેણે એક એવો મજબૂત સહારો પકડી લીધો, જે ક્યારેય તૂટવાનો નથી અને અલ્લાહ (જેનો સહારો તેણે લીધો છે) બધું જ સંભાળનાર અને જાણનાર છે."

(સૂર: બકરહ, આ. ૨૫૬)

અર્થાત્, ખુદાના માર્ગદર્શન વિરુદ્ધ જે પણ માર્ગ અને પદ્ધતિ હોય, તેને હિંમતપૂર્વક છોડી દો, કોઈ પણ વસ્તુની પરવા ન કરો અને ફક્ત અલ્લાહના બતાવેલા માર્ગ પર ચાલવા માટે તૈયાર થઈ જાઓ, ચાહે એનાથી કોઈ નારાજ થાય અથવા ખુશ.

## તાબેદારી અને ફરજપાલનની પરખ :

આ પરીક્ષામાં જે લોકો સફળ થાય છે, તેમને પછી ત્રીજી વાર પરીક્ષા આપવી પડે છે. આ વખતે તાબેદારી અને ફરજ-પાલનની પરીક્ષા હોય છે.

આ પરીક્ષામાં આદેશ અપાયો છે કે જ્યારે અમારા તરફથી ડ્યુટીની પોકાર બુલંદ થાય, ત્યારે તમારી નિંદ્રાનો ભોગ આપીને પણ હાજર થઈ જાઓ. કામકાજને બંધ કરીને હાજર થઈ જાઓ. પોતાની મનપસંદ ચીજોનો, લાભોનો, મોજ અને આનંદનો ત્યાગ કરી દો અને ફરજ પર હાજર થઈ જાઓ. ઠંડી હોય કે ગરમી, ગમે તે ઋતુ હોય પણ જ્યારે ફરજ પર બોલાવવામાં આવે, ત્યારે દોડીને પહોંચી જાઓ. પછી જ્યારે અમો હુકમ આપીએ કે સવારથી સાંજ સુધી ભૂખ્યા-તરસ્યા રહો અને નફસની ઇચ્છાઓને રોકી રાખો, ત્યારે તે હુકમની પૂરેપૂરી પાબંદી થવી જોઈએ, પછી ભલે ને ભૂખ-તરસથી ગમે તેવું કષ્ટ થાય અને લિજ્જતદાર શરબતો તથા સ્વાદિષ્ટ વાનગીઓના ઢગલા ખડકેલા કેમ પડ્યા ન હોય !

જે લોકો આ પરીક્ષામાં કાચા સાબિત થયા, તેમને પણ કહી દેવામાં આવે છે કે 'તમે અમારા કામના નથી.' ચૂંટાઈને માત્ર એ લોકો જ આવે છે, જેઓ આ ત્રીજી પરીક્ષામાં સફળ થાય છે. કારણ કે કેવળ એ લોકોથી એ આશા રાખી શકાય છે કે ખુદાના તરફથી જે કાયદાઓ તેમના માટે ઘડવામાં આવશે અને જે હિદાયત તેમને આપવામાં આવશે, જાહેરમાં અને ગુપ્ત રીતે, લાભો અને નુકસાનો, રાહતો અને કષ્ટો — જે કંઈ આપવામાં આવશે, તેની ચુસ્તપણે પાબંદી કરી શકશે.

**આર્થિક કુરબાનીની ચકાસણી :**

ત્યારબાદ ચોથી પરીક્ષા માલની કુરબાનીથી લેવામાં આવે છે. ત્રીજી પરીક્ષાના સફળ ઉમેદવારો પણ એ લાયક ગણાતા નથી કે ખુદાની નોકરીમાં કાયદેસર ભરતી થઈ શકે. હજુ એ જોવાની જરૂર છે કે તેઓ ટૂંકા મનના, હિંમત-વિહોણા, તંગનજર અને લોભિયા તો નથી ને ?

આ માણસો તે લોકો જેવા નથી ને, જેઓ મહોબ્બત અને મિત્રતાના ખાતર જ્યારે ઘરમાંથી કંઈક ખર્ચ કરવાનો વખત આવે છે, ત્યારે કહી દે છે કે, ભાઈ ! આપણી મિત્રતા પૈસા-બૈસાની થોડીક છે ! આપણી મિત્રતા તો કેવળ જીભની છે ! સારું-સારું બોલવાની છે !

અથવા તે લોકો જેવા તો નથી ને કે જેઓ જીભથી તો 'માતાજી, માતાજી' કહે છે અને માતાજી માટે દુનિયાભરથી ઝઘડો પણ કરી લે છે, પરંતુ જ્યારે માતાજી તેમના અનાજની ટોકરીમાં અથવા લીલોતરીના ઢગલામાં મોઢું નાખે; ત્યારે લાકડી લઈને તેના પાછળ દોડે છે અને મારી-મારીને માતાજીનું ચામડું ઉતારી નાખે છે ?

એવા સ્વાર્થી ધનપૂજક અને ટૂંકા મનના માણસોને તો સામાન્ય કક્ષાનો

બુદ્ધિશાળી માણસ પણ મિત્ર બનાવતો નથી અને એક ઉદાર દિલ માણસ તો એવા કંજૂસને પાસે બેસાડવા પણ રાજી થતો નથી.

તો પછી એ મહાન દયાળુ અને દરિયાદિલ ખુદા, જે પોતાના વિશાળ ખજાનામાં પ્રત્યેક પળે હિસાબ વગરની મખલૂક ઉપર હિસાબ વગરની નેઅ્મતો લખલૂટપણે લૂંટાવે અને વરસાવે છે, તે એવા કંજૂસ માણસને કેવી રીતે મિત્ર બનાવે. જે માણસ ખુદાએ અર્પણ કરેલ માલને ખુદાની રાહમાં આપતો નથી અને પોતાના મનને અત્યંત સંકુચિત કરી લે છે ? તે માણસ કેવી રીતે દરિયાદિલ અને ઉદારદિલ ખુદાનો દોસ્ત બની શકે છે ?

અને એ ખુદા કે જેનું ડહાપણ તથા હિકમત સૌથી ઉચ્ચ અને સર્વેથી ઉત્તમ છે, તે ખુદા આ કંજૂસ માણસને કઈ રીતે પોતાની જમાઅતમાં દાખલ કરશે ? જે માણસની મિત્રતા કેવળ જબાની જમા-ખરચ કરે છે, જેની મહોબ્બત કેવળ જીભથી મીઠું-મીઠું બોલવા પૂરતી જ છે અને જેનો વિશ્વાસ કોઈ પણ રીતે કરી શકાય તેમ નથી ?

આ ચોથી પરીક્ષામાં જે લોકો નિષ્ફળ નીવડે છે, તેમને પણ કહી દેવામાં આવે છે કે જાઓ, તમારા માટે અલ્લાહની જમાઅતમાં જગ્યા નથી. તમે પણ નકામા છો. તમે એ મહાન બોજ સંભાળવાને લાયક નથી, જે અલ્લાહના ખલીફાને સોંપવામા આવે છે. આ જમાઅતમાં તો માત્ર એ લોકોને જ દાખલ કરી શકાય છે, જે લોકો અલ્લાહની ઉલ્ફતમાં જાન, માલ, ઓલાદ, કુટુંબ, દેશ અને દરેક વસ્તુની કુરબાની આપી શકે છે.

لَنْ تَنَالُوا الْبِرَّ حَتّٰى تُنْفِقُوْا مِمَّا تُحِبُّوْنَ ۚ

"તમે નેકીને પહોંચી શકતા નથી, જ્યાં સુધી તમારી એ વસ્તુઓ (અલ્લાહના માર્ગમાં) ખર્ચ ન કરો જે તમને પ્રિય છે." (સૂરઃ આલે ઇમરાન, આ. ૯૨)

## —: અલ્લાહના પક્ષકારો માટે અપક્ષિત ગુણો :—

**૧. તંગદીલ ન હોય :**

આ પાર્ટીમાં તંગદીલ લોકો માટે જગ્યા નથી. એમાં તો એ લોકો જ દાખલ થઈ શકે છે, જે લોકોના દિલ વિશાળ અને ઉદાર હોય.

وَمَنْ يُّوْقَ شُحَّ نَفْسِهٖ فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ۚ

"જે લોકોને હૃદયની સંકુચિતતાથી બચાવી લેવામાં આવ્યા છે, તેઓ જ સફળતા પામનાર છે." (સૂરઃ હશ્ર, આ. ૯)

**૨. ઉચ્ચ ઉત્સાહી હોય :**

અહીં તો એવા ઉદારદિલ લોકોની જરૂરત છે કે અગર કોઈ માણસે તેમના સાથે શત્રુતાથી વર્તન કર્યું હોય, એમને દુઃખ આપ્યું હોય, નુકસાન પહોંચાડ્યું હોય; એટલું જ નહિં, પણ તેમના હૃદયના ટુકડા કરી નાખ્યા હોય, તો પણ ખુદાના ખાતર એ શત્રુ વ્યક્તિને પેટ પૂરતું અનાજ આપવાનો, કપડાં આપવાનો અને મદદ કરવાનો ઈન્કાર ન કરે.

وَلَا يَأْتَلِ أُولُوا الْفَضْلِ مِنكُمْ وَالسَّعَةِ أَن يُؤْتُوا أُولِي الْقُرْبَىٰ
وَالْمَسَاكِينَ وَالْمُهَاجِرِينَ فِي سَبِيلِ اللَّهِ ۖ وَلْيَعْفُوا وَلْيَصْفَحُوا ۗ
أَلَا تُحِبُّونَ أَن يَغْفِرَ اللَّهُ لَكُمْ ۗ وَاللَّهُ غَفُورٌ رَّحِيمٌ ۝

"તમારા પૈકી જે લોકો કૃપા પામેલા અને સાધન-સંપન્ન છે, તેઓ આ વાતની સોગંદ ન ખાઈ બેસે કે પોતાના સગાઓ, મોહતાજો અને અલ્લાહના માર્ગમાં હિજરત કરનારા લોકોની મદદ નહીં કરે. તેમને માફ કરી દેવા જોઇએ અને દરગુજર કરવું જોઇએ. શું તમે નથી ઈચ્છતા કે અલ્લાહ તમને માફ કરે ? અને અલ્લાહનો ગુણ આ છે કે તે માફી આપનાર અને દયાળુ છે."• (સૂરઃ નૂર, આ. ૨૨)

**૩. ઉદારદિલ હોય :**

અહીં તો એવા ખુદાપરસ્ત લોકોની જરૂરત છે, જેઓ –

يُطْعِمُونَ الطَّعَامَ عَلَىٰ حُبِّهِ مِسْكِينًا وَيَتِيمًا وَأَسِيرًا ۝
إِنَّمَا نُطْعِمُكُمْ لِوَجْهِ اللَّهِ لَا نُرِيدُ مِنكُمْ جَزَاءً وَلَا شُكُورًا ۝

"અને અલ્લાહના પ્રેમમાં ગરીબો, અનાથો અને કેદીઓને ભોજન કરાવે છે (અને તેમને કહે છે કે), અમે તમને માત્ર અલ્લાહ માટે જ ખવડાવી રહ્યા છીએ, અમે તમારા પાસે ન તો કોઈ બદલો માગીએ છીએ, ન તો આભાર."

(સૂરઃ દહ્ર, આ. ૮-૯)

• આ આયત તે પ્રસંગે નાઝિલ થઈ હતી, જ્યારે હઝરત અબૂબક્ર રદિ.ના એક સગાએ તેમની પુત્રી હઝરત આઈશા રદિ. ઉપર આરોપ મૂકવામાં ભાગ લીધો હતો અને હઝરત અબૂબક્ર રદિ.એ આ (આગળના પાના ઉપર)

### ૪. પુનિત-હૃદયી હોય :

અહીં તો એવા પુનિત-હૃદયી લોકોની જરૂર છે, જેઓ અલ્લાહે અર્પણ કરેલ માલમાંથી ખુદાએ બતાવેલ માર્ગે, સારું-સારું શોધીને ઉત્તમોત્તમ માલ આપે છે.

يَاأَيُّهَا الَّذِينَ آمَنُوا أَنْفِقُوا مِنْ طَيِّبَاتِ مَا كَسَبْتُمْ وَمِمَّا أَخْرَجْنَا
لَكُمْ مِنَ الْأَرْضِ ۖ وَلَا تَيَمَّمُوا الْخَبِيثَ مِنْهُ تُنْفِقُونَ

"હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જે માલ તમે કમાવ્યા છે અને જે કંઈ અમે ધરતીમાંથી તમારા માટે કાઢ્યું છે, તેમાંથી શ્રેષ્ઠ ભાગ અલ્લાહના માર્ગમાં ખર્ચો. એવું ન થાય કે તેના માર્ગમાં ખર્ચવા માટે ખરાબ વસ્તુ કાઢવાની કોશિશ કરો."

(સૂરઃ બકરહ, આ. ૨૬૭)

### ૫. ગરીબી અને તંગ હાલતમાં પણ ખર્ચ કરે :

અહીં એવા હિંમતવાનોની આવશ્યકતા છે જેઓ ગરીબીમાં, બેકારીમાં અને આર્થિક મૂંઝવણમાં પેટે પાટા બાંધીને પણ અલ્લાહના દીનની સેવા અને ખુદાના બંદાઓની સેવા અર્થે ધન ખર્ચવામાં પાછી પાની કરતાં નથી.

وَسَارِعُوا إِلَىٰ مَغْفِرَةٍ مِنْ رَبِّكُمْ وَجَنَّةٍ عَرْضُهَا السَّمَاوَاتُ وَالْأَرْضُ
أُعِدَّتْ لِلْمُتَّقِينَ ۝ الَّذِينَ يُنْفِقُونَ فِي السَّرَّاءِ وَالضَّرَّاءِ

"દોડી પડો એ માર્ગ તરફ, જે તમારા રબની ક્ષમા અને એ જન્નત તરફ જાય છે, જેની વિશાળતા ધરતી અને આકાશો જેવી છે અને તે એ અલ્લાહથી ડરનારા લોકો માટે તૈયાર કરવામાં આવી છે, જેઓ દરેક હાલતમાં પોતાનું ધન ખર્ચ કરે છે, ચાહે સારી હાલતમાં હોય કે ખરાબ હાલતમાં." (સૂરઃ આલે ઇમરાન, આ. ૧૩૩)

### ૬. સખાવત કરવાવાળા હોય :

અહીં એવા ઈમાનદારોની આવશ્યકતા છે જેઓ એ વાત પર સાચા દિલથી શ્રદ્ધા રાખતા હોય કે જે કંઈ અલ્લાહના માર્ગે ખર્ચ કરવામાં આવશે, તે વ્યર્થ નહીં

(પાછળના પાંનાનું ચાલુ) અનુચિત કૃત્યથી નારાજ થઈને તેની નાણાકીય મદદ બંધ કરી દીધી હતી. જ્યારે આ આયત નાઝિલ થઈ, તો હઝરત અબૂબક્ર રદિ. ધ્રુજી ઉઠ્યા અને તેમણે કહ્યું કે હું અલ્લાહની માફી માગું છું અને તે માણસની ફરી મદદ કરવાનું શરૂ કરી દીધું, જેણે તેમને અત્યંત માનસિક તકલીફ પહોંચાડી હતી.

જાય અને ખુદા દુનિયામાં તથા આખિરતમાં તેનું સુંદર વળતર આપશે. તેઓ કેવળ ખુદાને રાજી રાખવા ખર્ચ કરે છે. તેઓને એ વાતની લેશમાત્ર પરવા નથી કે લોકોને તેમની ઉદાર-વૃતિ અને સખાવતની ખબર પડે યા ન પડે અને લેનાર આભાર માને યા ના માને.

وَمَا تُنْفِقُوْا مِنْ خَيْرٍ فَلِاَنْفُسِكُمْ ۚ وَمَا تُنْفِقُوْنَ اِلَّا ابْتِغَآءَ وَجْهِ اللّٰهِ ۚ
وَمَا تُنْفِقُوْا مِنْ خَيْرٍ يُّوَفَّ اِلَيْكُمْ وَاَنْتُمْ لَا تُظْلَمُوْنَ ۝

''અને ભલાઈના કાર્યોમાં જે માલ તમે ખર્ચ કરો છો, તે તમારા પોતાના માટે સારું છે. છેવટે તમે એટલા જ માટે ખર્ચ કરો છો કે અલ્લાહની પ્રશંસા પ્રાપ્ત થાય. તો જે કંઈ માલ તમે ભલાઈના કાર્યોમાં ખર્ચ કરશો, તેનો પૂરેપૂરો બદલો તમને આપવામાં આવશે અને તમને તમારા હક્કથી વંચિત રાખવામાં નહીં આવે.''

(સૂરઃ બકરહ, આ. ૨૭૨)

**૭. દરેક સ્થિતિમાં અલ્લાહને યાદ રાખે :**

અહીં તો એવા બહાદૂરોની જરૂર છે, જેઓ ધન-વૈભવમાં અને સારા દિવસોમાં પણ અલ્લાહને વિસરી જતા નથી, જેઓ મહેલોમાં બેસીને સુખ-સાહ્યબીમાં પણ અલ્લાહને યાદ કરતા રહે છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُلْهِكُمْ اَمْوَالُكُمْ وَلَاۤ اَوْلَادُكُمْ
عَنْ ذِكْرِ اللّٰهِ ۚ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ۝

''હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! તમારા માલ અને તમારી ઓલાદ તમને અલ્લાહની યાદથી ગાફેલ ન કરી દે. જે લોકો આવું કરે, તેઓ જ નુકસાનમાં રહેવાના છે.'' (સૂરઃ મુનાફિકીન, આ. ૯)

ઉપર દર્શાવેલ દરેક વિશિષ્ટતાઓ અનિવાર્ય રીતે જે લોકોમાં હોય છે, તેઓ અલ્લાહની જમાઅતમાં પ્રવેશ કરે છે. અલ્લાહની જમાઅતમાં દાખલ થવા માટે એ મૂળભૂત શરતો છે. તે સિવાય કોઈ પણ માણસ ખુદાના મિત્રોમાં ભળી શક્તો નથી.

ખરેખર આ માત્ર નીતિ અને ચારિત્ર્યની જ નહીં, બલ્કે ઈમાન અને શ્રદ્ધાની પણ કઠણ પરીક્ષા છે. જે માણસનું મન ખુદાના માર્ગમાં ખર્ચ કરવાથી સંકોચાઈ જાય છે, એ ખર્ચને દંડ અથવા ચટ્ટી (દંડ) સમજે છે અને ખોટા બહાના શોધીને ખર્ચથી બચવાની

શક્યતાઓ શોધતો હોય છે. અગર ખર્ચ કરે છે તો એ રીતે કે જાણે લોકો પર ઉપકાર કરતો હોય છે અથવા એમ ઈચ્છે છે કે મારી સખાવતની જાહેર-ખબર આખી દુનિયામાં આપવામાં આવે, જેથી જગતને જાણ થાય કે ફલાણા ભાઈ સખી દિલ છે ! હકીકત એ છે કે એવા માણસો ન તો ખુદા ઉપર ઈમાન રાખે છે, ન તો આખિરત પર. તેઓ તો એમ જ માને છે કે ખુદાની રાહમાં જે કંઈ આપ્યું તે વ્યર્થ ગયું છે. તેવા માણસોને પોતાનો એશ-આરામ, સુખ, વૈભવ, અંગત હિત અને કીર્તિ ખુદાની ખુશનુદી કરતાં અધિક પ્રિય હોય છે .

એ પ્રકારના માણસો એમ જ સમજે છે કે જે કંઈ છે, તે કેવળ દુનિયાની જીંદગી છે. જો રૂપિયા ખર્ચવામાં આવે, તો એટલા માટે જ કે આ દુનિયામાં તેમને કીર્તિ મળવી જોઈએ, જેથી રૂપિયાની કિંમત અહીં જ વસૂલ થઈ જાય ! નહિંતર જો પૈસા પણ ગયા, અને કોઈને ખબર સુદ્ધાં પડી નહીં કે ફલાણા શેઠ સાહેબે, ફલાણા નેક કાર્યમાં આટલા રૂપિયા અથવા માલ આપેલ છે, તો એ ખર્ચ કરવામાં પણ ધૂળ પડી, કારણ કે એક તો રૂપિયાના રૂપિયા ગયા અને દુનિયામાં કીર્તિ પણ ન મળી !

કુર્આન-મજીદ સ્પષ્ટ શબ્દમાં કહે છે કે એ પ્રકારના માણસો ખુદાને ઉપયોગી નથી. તેઓ જો ઈમાનનો દાવો કરે છે, તો તેઓ મુનાફિક છે. એ વિશેની નીચેની આયતોનું મનન કરો.

**૮. ઉપકાર ન દર્શાવે :**

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ لَا تُلْهِكُمْ أَمْوَٰلُكُمْ وَلَآ أَوْلَٰدُكُمْ
عَن ذِكْرِ ٱللَّهِ ۚ وَمَن يَفْعَلْ ذَٰلِكَ فَأُو۟لَٰٓئِكَ هُمُ ٱلْخَٰسِرُونَ ۝

"હે ઈમાનવાળાઓ ! તમારા દાનને ઉપકાર ચઢાવી અને દુઃખ આપીને એ વ્યક્તિની જેમ વ્યર્થ ન કરો, જે પોતાનો માલ ફક્ત લોકોને દેખાડવા માટે ખર્ચે છે, ન અલ્લાહ ઉપર ઈમાન ધરાવે છે, ન આખિરત ઉપર." (સૂરઃ બકરહ, આ. ૨૬૪)

**૯. માલનો સગ્રહ ન કરે :**

وَٱلَّذِينَ يَكْنِزُونَ ٱلذَّهَبَ وَٱلْفِضَّةَ وَلَا يُنفِقُونَهَا فِى سَبِيلِ ٱللَّهِ
فَبَشِّرْهُم بِعَذَابٍ أَلِيمٍ ۝

"પીડાકારી સજાની ખુશખબર આપો તેમને, જેઓ સોનું અને ચાંદી એકઠા

કરીને રાખે છે અને ખુદાના માર્ગમાં ખર્ચ નથી કરતા." (સૂરઃ તૌબા, આ. ૩૪)

**૧૦. અલ્લાહના માર્ગમાંથી છૂટકારો ન માગે :**

لَا يَسْتَأْذِنُكَ الَّذِينَ يُؤْمِنُونَ بِاللَّهِ وَالْيَوْمِ الْآخِرِ أَن يُجَاهِدُوا بِأَمْوَالِهِمْ وَأَنفُسِهِمْ ۗ وَاللَّهُ عَلِيمٌ بِالْمُتَّقِينَ ۞ إِنَّمَا يَسْتَأْذِنُكَ الَّذِينَ لَا يُؤْمِنُونَ بِاللَّهِ وَالْيَوْمِ الْآخِرِ وَارْتَابَتْ قُلُوبُهُمْ فَهُمْ فِي رَيْبِهِمْ يَتَرَدَّدُونَ ۞

"જે લોકો અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન ધરાવે છે, તેઓ તો કદાપિ તમને એ વિનંતી નહીં કરે કે તેમને પોતાના પ્રાણ અને ધન-દોલત સાથે જિહાદ કરવામાંથી મુક્તિ આપવામાં આવે. અલ્લાહ સંયમી લોકોને બરાબર જાણે છે. આવી વિનંતીઓ તો માત્ર એ જ લોકો કરે છે, જેઓ અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન નથી ધરાવતા, જેમના હૃદયોમાં શંકા છે અને તેઓ પોતાની શંકાના કારણે જ ઢચુપચુ થઈ રહ્યા છે." (સૂરઃ તૌબા, આ. ૪૪-૪૫)

**૧૧. ખુદાનું રાજી-ખુશીથી આજ્ઞાપાલન કરે :**

وَمَا مَنَعَهُمْ أَن تُقْبَلَ مِنْهُمْ نَفَقَاتُهُمْ إِلَّا أَنَّهُمْ كَفَرُوا بِاللَّهِ وَبِرَسُولِهِ وَلَا يَأْتُونَ الصَّلَاةَ إِلَّا وَهُمْ كُسَالَىٰ وَلَا يُنفِقُونَ إِلَّا وَهُمْ كَارِهُونَ ۞

"એમનો આપેલો માલ સ્વીકાર ન થવાનું કારણ એ સિવાય કંઈ નથી કે આ લોકોએ અલ્લાહ અને તેના રસૂલ સાથે કુફ્ર કર્યું છે. નમાઝ માટે આવે છે, તો આળસ કરતા આવે છે અને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે, તો અનિચ્છાએ ખર્ચ કરે છે."

(સૂરઃ તૌબા, આ. ૫૪)

الْمُنَافِقُونَ وَالْمُنَافِقَاتُ بَعْضُهُم مِّن بَعْضٍ ۚ يَأْمُرُونَ بِالْمُنكَرِ وَيَنْهَوْنَ عَنِ الْمَعْرُوفِ وَيَقْبِضُونَ أَيْدِيَهُمْ ۚ نَسُوا اللَّهَ فَنَسِيَهُمْ ۗ إِنَّ الْمُنَافِقِينَ هُمُ الْفَاسِقُونَ ۞

"દંભી પુરૂષો અને દંભી સ્ત્રીઓ સૌ એક-બીજા જેવા છે. બૂરાઈની આજ્ઞા આપે છે અને ભલાઈથી રોકે છે અને પોતાના હાથ ભલાઈના કામોથી રોકે છે, આ લોકો અલ્લાહને ભૂલી ગયા તો અલ્લાહે પણ તેમને ભૂલાવી દીધા. બેશક આ દંભીઓ જ અવજ્ઞાકારી છે." (સૂરઃ તૌબા, આ. ૬૭)

**૧૨. અલ્લાહના માર્ગમાં ખર્ચને દંડ ન સમજો :**

وَمِنَ الْاَعْرَابِ مَنْ يَّتَّخِذُ مَا يُنْفِقُ مَغْرَمًا

"આ બદ્દુ આરબોમાં એવા લોકો મોજૂદ છે, જેઓ અલ્લાહના માર્ગમાં કંઈ ખર્ચ કરે છે, તો તેને પોતાના ઉપર દંડ સમજે છે." (સૂરઃ તૌબા, આ. ૯૮)

**૧૩. કંજૂસ ન હોય :**

هٰۤاَنْتُمْ هٰۤؤُلَآءِ تُدْعَوْنَ لِتُنْفِقُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ ۚ فَمِنْكُمْ مَّنْ يَّبْخَلُ ۚ وَمَنْ يَّبْخَلْ فَاِنَّمَا يَبْخَلُ عَنْ نَّفْسِهٖ ؕ وَاللّٰهُ الْغَنِيُّ وَاَنْتُمُ الْفُقَرَآءُ ۚ وَاِنْ تَتَوَلَّوْا يَسْتَبْدِلْ قَوْمًا غَيْرَكُمْ ۙ ثُمَّ لَا يَكُوْنُوْۤا اَمْثَالَكُمْ

"આમ છતાં તમારામાંથી કેટલાક છે, જેઓ કંજૂસાઈ કરી રહ્યા છે. જો કે જે કંજૂસાઈ કરે છે, તે હકીકતમાં પોતાના સાથે જ કંજૂસાઈ કરી રહ્યો છે. અલ્લાહ તો તવંગર છે, તમે જ તેના મોહતાજ છો. જો તમે મોઢું ફેરવશો, તો અલ્લાહ તમારા સ્થાને બીજી કોમને લઈ આવશે અને તેઓ તમારા જેવા નહીં હોય."

(સૂરઃ મુહમ્મદ, આ. ૩૮)

મુસલમાન ભાઈઓ ! આ છે ઝકાતની વાસ્તવિકતા અને હકીકત, જે તમારા દીનનો રુક્ન છે. દુનિયાની હકુમતોના ટેક્ષો અને કરવેરાની જેમ એને પણ ટેક્ષ અને કરવેરો સમજશો નહીં. દરઅસલ ઝકાત તો ઈસ્લામનો પ્રાણ અને આત્મા છે.

તે હકીકતમાં ઈમાનની પરીક્ષા છે. જેવી રીતે એક પછી એક દરજ્જા-બ-દરજ્જા પરીક્ષા આપીને ઈન્સાન પ્રગતિ કરે છે, એટલે સુધી કે ગ્રેજ્યુએટ થાય છે. એ જ રીતે ખુદાને ત્યાં પણ કેટલીક પરીક્ષાઓ છે, જે ઈન્સાનને આપવી પડે છે. જયારે તે ચોથી પરીક્ષા અર્થાત્, માલની કુરબાનીમાં પરીક્ષા આપીને સફળ થાય છે, ત્યારે તે પૂરો મુસલમાન બને છે. જો કે આ અંતિમ પરીક્ષા નથી, ત્યાર બાદ સૌથી સખત પરીક્ષા જાનની કુરબાની છે. એ વિશે આગળ બયાન કરીશ. ઈસ્લામના પંથમાં અથવા ઈસ્લામની જમાઅતમાં પ્રવેશ કરવા માટે જે પરીક્ષાઓ નક્કી કરવામાં આવી છે, તેમાં આ છેલ્લી અને અંતિમ પરીક્ષા છે.

આજ-કાલ અમુક માણસો એમ કહે છે કે ખર્ચો કરવા અને રૂપિયા વેડફવાના તો ઘણાંય વાઅઝ મુસલમાનોને સંભળાવવામાં આવે છે. હવે આ ગરીબી અને

નિર્ધનતાની હાલતમાં તો તેમને નાણા કમાવવાના તથા ધન એકઠું કરવાના વાઅઝ સંભળાવવા જોઈએ.

પરંતુ એ લોકોને ખબર નથી. જે વસ્તુથી તેઓ મોઢું બગાડે છે, હકીકતમાં એ જ ઇસ્લામનો આત્મા છે અને મુસ્લિમોને જે વસ્તુએ પતન અને અધોગતિની ઊંડી ખાઈમાં ધકેલી દીધા છે, એ વસ્તુ હકીકતમાં આ આત્માનો અભાવ જ છે. મુસલમાનોની પડતી અને પતન આ આત્માઓના અભાવને કારણે થયું નથી, પણ એ કારણે થયું છે કે તેમનામાંથી આ આત્મા વિદાય થઈ ગયેલ છે.

આગામી ખુત્બાઓમાં હું બતાવીશ કે સદકો અને ઝકાત હકીકતમાં આપણા સામૂદાયિક જીવનની જાન છે અને એ જ વસ્તુમાં આપણા માટે માત્ર આખિરતની જ નહીં, દુનિયાની સર્વ નેઅમતો જમા થયેલી છે.



## પ્રકરણ – ૩

# સામાજિક અને સામૂહિક જીવનમાં ઝકાતનું સ્થાન

મુસલમાન ભાઈઓ ! આ પહેલાં બે ખુત્બાઓમાં હું ઝકાતની હકીકત બયાન કરી ચૂક્યો છું. હવે હું તમારા સમક્ષ એ વિષયની બીજી બાજુ પર પ્રકાશ નાખીશ.

### અલ્લાહની કૃપાની મહાનતા :

કુર્આન-મજીદમાં ઝકાત અને સદકા માટે અનેક ઠેકાણે 'ઇન્ફાક ફી સબીલિલ્લાહ'ના શબ્દો વાપરવામાં આવ્યા છે. એ શબ્દોનો અર્થ થાય છે 'ખુદાના માર્ગમાં ખર્ચ કરવું'. અમુક-અમુક જગ્યાએ એમ પણ કહેવામાં આવ્યું છે કે જે કંઈ તમે ખુદાની રાહમાં ખર્ચ કરો છો, એ અલ્લાહના માટે 'કર્ઝે-હસ્‌ના' (શ્રેષ્ઠ કરજ) છે. જાણે કે તમે અલ્લાહને કરજ આપો છો અને અલ્લાહત્‌આલા તમારો કરજદાર છે !

ઘણી જગ્યાએ એમ પણ કહેવામાં આવ્યું છે કે જે કંઈ તમે અલ્લાહના માર્ગમાં આપશો, તેનો બદલો અલ્લાહના માથે છે અને કેવળ એટલું જ પાછું આપશે નહીં જે તમે આપ્યું હોય, પણ તેનાથી ઘણું વધારે આપશે. આ પ્રશ્ન પર જરા ઠંડે કલેજે વિચાર કરો.

શું જમીન અને આસમાનનો માલિક, નઊઝુબીલ્લાહ (અલ્લાહની પનાહ) તમારો મોહતાજ છે ? શું એ પુનિત અને પવિત્ર માલિકને તમારાથી કરજ લેવાની આવશ્યકતા છે ? શું એ બાદશાહોના બાદશાહ અને અઢળક ખજાનાઓનો માલિક પોતાના માટે તમારા પાસેથી કંઈક માગે છે ? મઆઝલ્લાહ, મઆઝલ્લાહ. (અલ્લાહની પનાહ, અલ્લાહની પનાહ)

એની જ કૃપા અને બક્ષિશ પર તો તમે નભી રહ્યા છો. તેણે આપેલ રોજી

તો તમે ખાઓ છો. આપણામાંથી દરેક ગરીબ અને અમીર સર્વ પાસે જે કંઈ છે, તે તો તેણે જ આપ્યું છે. આપણામાંથી એક ફકીરથી માંડીને લખપતિ, કરોડપતિ અને અબજોપતિ સર્વે માણસો તેની દયા-દૃષ્ટિના મોહતાજ છે અને તે કોઈનો મોહતાજ નથી. એને શું જરૂરત કે આપણાથી કરજ માગે અને એના માટે હાથ લંબાવે ?

અસલમાં આ પણ એની એક શાને-કરીમી છે. તે ખુદ તમારા લાભ માટે, તમારી જ ભલાઈ માટે, તમારા કામમાં ખર્ચ કરવાનું કહે છે અને ફરમાવે છે કે એ ખર્ચ મારી રાહમાં છે, મારા પર કરજ છે, એનો બદલો મારા માથે છે અને હું તમારો ઉપકાર માનું છું. તમે તમારી કોમના મોહતાજો અને ગરીબોને આપો, તેનો બદલો એ ગરીબ ક્યાંથી આપશે ? તેમના વતી હું આપીશ. તમે તમારા ગરીબ સગાઓની મદદ કરો અને એનો અહેસાન એ લોકો પર નથી, પણ મારા પર છે. હું તમારા અહેસાનને ઉતારીશ. તમે તમારા યતીમો, વિધવાઓ, અનાથો, નબળાઓ, મુસાફિરો અને દુઃખિયારા ભાઈઓને જે કંઈ આપો, તે મારા ખાતે લખી લો. તમારું લેણું એમના પાસે નથી, મારા પાસે છે અને હું જ એ કરજોને અદા કરીશ. તમે તમારા પરેશાન ભાઈઓને કરજ આપો અને વ્યાજ ન માગો. તેમને હેરાન ન કરો. જો તે આપી શકે તેમ ન હોય તો સિવિલ જેલમાં ન મોકલો. તેમના કપડાંઓ અને ઘરના વાસણો લીલામ ન કરાવો, તેમના બાલ-બચ્ચાંઓને ઘરથી-બેઘર ન કરો. તમારું કરજ એમના માથે નહીં, પણ મારા માથે છે. જો તેઓ મૂળ રકમ આપશે, તો વ્યાજ હું આપીશ અને જો મૂળ રકમ પણ નહીં આપી શકે, તો હું મૂળ રકમ અને વ્યાજ બધુંય તમને આપીશ. એ જ રીતે સામાજિક ભલાઈ અર્થે, સમસ્ત માનવતાની ભલાઈ અને ખુશહાલી માટે જે કંઈ ખર્ચ કરશો, જો કે તેનો લાભ તમને પણ મળશે, પરંતુ તેનો હિસાબ મારા માથે હશે, હું તમારી એક-એક પાઈ નફા સહિત પાછી આપીશ.

આ છે કૃપાઓનો ભંડાર, કરીમોનાં કરીમ અને બાદશાહોના બાદશાહની શાન ! તમારા પાસે જે કંઈ છે, એ એણે આપ્યું છે. તમે બીજે કયાંકથી નથી લાવતા, પણ તેના જ ખજાનામાંથી લાવો છો. તમે જે કંઈ આપો છો, તેને તો નથી આપતા પણ તમારા જ સગાઓને, મિત્રોને, તમારી જ કોમના માણસોને આપો છો અથવા તમારા સમૂહગત હિત માટે ખર્ચ કરો છો, જેનો લાભ અંતે તમને જ મળે છે. પરંતુ આ વાસ્તવિક ઉદારતાના અંબારને તો જુઓ કે એના પાસેથી લઈને તમે પોતાના માણસોને આપો છો, તો એ ફરમાવે છે કે તમે મને આપ્યું છે, મારી રાહમાં આપ્યું છે, મને કરજ આપ્યું છે, એનો બદલો હું તમને આપીશ ! અલ્લાહુ અકબર, આ શાને-કરીમી એ બેનિયાઝ બાદશાહને જ શોભે છે. એ તારણહાર અને ઉન્નત મુકામ

છે અને તેની કૃપાઓ, દયાઓ અને ઉદારતાઓની જે બુલંદ અને બાલા મંઝિલ છે, એ સર્વોત્તમ કમાલોના શિરોમણીની મંઝિલ અને મુકામનું વિવરણ કરવાની કઈ કલમમાં શક્તિ છે ? કોઈ માનવી તો એ બુલંદ વિચારોની કલ્પના પણ કરી શકતો નથી ?

## ખર્ચ કરવાની શિખામણ કેમ ?

ઠીક ત્યારે, હવે એ વાત ઉપર વિચાર કરો કે અલ્લાહતઆલાએ ઈન્સાનને નેકી અને ઉદારતા તરફ ઉભારવા માટે આ રીત કેમ અપનાવી છે ? આ પ્રશ્ન પર તમે જેટલી હદે વધુ વિચારશો, એટલી જ તમારા પર ઈસ્લામી તાલીમની પવિત્રતાનું સ્વરૂપ ખુલ્લું થતું જશે અને તમારો અંતરાત્મા આપો-આપ પોકારી ઉઠશે કે આવી અજોડ તાલીમ ખુદા સિવાય બીજા કોઈની હોઈ શકે જ નહીં.

## મનુષ્ય સ્વાર્થી પુરવાર થયો છે :

તમે એ વાત જાણો છો કે ઈન્સાન પોતાની સ્વાભાવિક કમજોરીના કારણે નાદાની અને જુલ્મ કરવા પ્રેરાય છે. ઈન્સાનની દષ્ટિ તંગ છે. તે વધુ દીર્ઘદષ્ટિથી કામ લઈ શકતો નથી. તેનું મન ટૂંકું છે. વધુ ગહન વિચારો અને ઉચ્ચ દષ્ટિબિંદુને તે ભાગ્યે જ પચાવી શકે છે. તેની વૃત્તિઓમાં સ્વાર્થ ભરલો છે, પણ એ સ્વાર્થનું કોઈ વિશાળ દષ્ટિબિંદુ તેના દિમાગમાં પેદા થતું નથી. એ અધીરો અને ઉતાવળીયો છે.

خُلِقَ الْإِنْسَانُ مِنْ عَجَلٍ

"મનુષ્ય ઉતાવળી મખ્લૂક છે." (સૂરઃ અંબિયા, આ. ૩૭)

દરેક વસ્તુનું પરિણામ અને લાભ એ જલ્દી જોવા માંગે છે. એ જ પરિણામને પરિણામ તથા લાભને લાભ સમજે છે, જે જલ્દી તેના સામે આવી જાય અને તેને ખબર પણ પડી જાય કે આ પરિણામ આવ્યું અને આ લાભ થયો.

એની દષ્ટિ દીર્ઘ અને ઉન્નત પરિણામો સુધી પહોંચતી જ નથી અને લાંબે ગાળે અને મોટા પાયે જે લાભો મળે છે, એની ખાત્રી તો એને અંત્યત મુશ્કેલીથી થાય છે અથવા ઘણી વખતે તો તેને ખબર જ પડતી નથી કે લાંબે ગાળે શું ફાયદો થયો છે.

આ ઈન્સાનની સ્વાભાવિક કમજોરીઓ છે અને એ કમજોરીની અસર એ થાય છે કે તે દરેક વસ્તુમાં પોતાનો અંગત લાભ શોધે છે અને લાભ પણ એવો શોધે છે કે ઝટપટ અને ઝડપી હોય, નાના ધોરણે હોય અને મહેસૂસ થતો હોય.

તે કહે છે કે, મેં જે કંઈ કમાવ્યું છે અથવા જે કંઈ પણ મારા બાપ-દાદા

તરફથી મળ્યું છે, એ મારું પોતાનું છે. તેમાં કોઈનો ભાગ નથી. એ મારી જરૂરતો પર, મારી આકાંક્ષાઓ ઉપર, મારા વ્યસનો પર, મારા એશ-આરામ પર અને મારા નફ્સની વાસનાઓ પર ખર્ચ થવું જોઈએ અથવા એ નાણાં કોઈ એવા કામમાં ખર્ચ થાય, જેનો નફો જલ્દીથી મારા ખીસ્સામાં આવી જાય. રૂપિયા ખર્ચ કરૂં તો એના બદલામાં યા તો મારા પાસે એનાથી વધુ રૂપિયા આવવા જોઈએ અથવા તો મારા મોજ-શોખમાં વધારો થવો જોઈએ યા ઓછામાં ઓછું મારી નામના વધે, કીર્તિ થાય, ઈજ્જત વધે અથવા મને કોઈ ખિતાબ મળે. લોકો મારી સામે ઝૂકે અને લોક-જીભે મારી ચર્ચાઓ થાય, ગીતો ગવાય અને અખબારો મારા ગુણ ગાય.

જો એ વાતોમાંથી મને કંઈ પ્રાપ્ત થતું નથી, તો શા માટે હું મારા હાથથી મારી દોલત આપું? પાડોસમાં કોઈ ભૂખે મરે છે અથવા બેકાર ફરે છે, તો હું શા માટે તેની સંભાળ લઉં? એની જવાબદારી એના બાપ ઉપર છે. એણે પોતાના બાળકો માટે કંઈક મૂકી જવું જોઈતું હતું અથવા વીમો ઉતરાવવો હતો. કોઈ વિધવા અગર અમારા મહોલ્લામાં મુસીબતમાં દિવસો વિતાવે છે તો શું? તેના પતિને એ માટે કંઈક બંદોબસ્ત કરવાની અને ફિકર કરવાની આવશ્યકતા હતી. કોઈ મુસાફિર અગર ભટકતો ફરે છે, તો મારે શું? એ મૂર્ખ કોઈ સગવડ કર્યા વગર શા માટે ઘરથી બહાર નીકળી પડ્યો? કોઈ માણસ અગર પરેશાનીમાં છે તો ભલે રહ્યો, મારે શું? એને પણ અલ્લાહે મારી જેમ બે હાથ અને બે પગ આપ્યા છે, પોતાની જરૂરત તો એણે ખુદ પૂરી કરી લેવી જોઈએ. હું એને શા માટે મદદ કરૂં? જો હું એને આપીશ, તો કરજ પટે આપીશ અને મૂળ રકમ સાથે વ્યાજ પણ લઈશ, કારણ કે મારા રૂપિયા કંઈ મફતના કે બેકાર તો નથી! હું એ રૂપિયાથી મકાન બાંધી શકું છું, મોટર ખરીદી શકું છું અથવા નફાકારક ધંધામાં રોકી શકું છું. એ પણ કંઈને કંઈ લાભ તો ઉપાડશે જ, તો પછી હું શા માટે એમાંથી મારો લાભ વસૂલ ન કરૂં?

## સ્વાર્થપૂર્ણ મનોવૃત્તિના પરિણામો :

આ સ્વાર્થી મનોદશા જે માણસ અપનાવે છે, તે પ્રથમ તો ધન ઉપર નાગ બનીને બેસે છે અને જો ખર્ચ કરશે, તો અંગત લાભ અને હિત માટે જ કરશે. જયાં તેને અંગત લાભ નહીં દેખાય, ત્યાં એક પૈસો પણ તેના ગજવામાંથી નીકળશે નહીં. જો કોઈ ગરીબ માણસની મદદ કરશે, તો પણ એ મદદ લૂંટવા અર્થે હશે અને જે કંઈ એને આપશે, તેનાથી વધારે વસૂલ કરશે. જો કોઈ ગરીબ અને નિર્ધનને આપશે, તો હજારો ઉપકાર અને અહેસાન ચડાવીને આપશે અને એ ઉપકારની વાતો કરી-કરીને એ બિચારાનો અડધો જીવ લઈ લેશે. પાછું એ તેની રેવડી અને બદનક્ષી કરશે કે એ

ગરીબનું સ્વમાન હણાઈ જશે. પછી તેનામાં ખુદ્દારી બાકી રહેશે નહીં. જો કોમી કામોમાં મદદ કરશે, તો સર્વ પ્રથમ એ જોશે કે એમાં મારો અંગત લાભ કેટલો છે ? જે કામોમાં એનો અંગત લાભ ન હોય, એ કામો એની મદદથી વંચિત રહી જશે.

આ સંકુચિત મનોદશાનું પરિણામ શું આવે છે ? એના પરિણામો કેવળ જીવન માટે જ ખતરનાક હોતા નથી, પણ અંતે ખુદ એ માણસ માટે પણ નુકસાનકારક સાબિત થાય છે. જો કે માણસ સંકુચિત દૃષ્ટિબિંદુ અને અજ્ઞાનતાના કારણે તેને પોતાના માટે લાભદાયક માને છે.

જ્યારે લોકોમાં એ મનોદશા પ્રચલિત થઈ જાય છે, ત્યારે અમુક વ્યક્તિઓ પાસે મૂડીનો સંગ્રહ થાય છે અને મૂડી લોહ-ચૂંબકની જેમ ખેંચાઈને અમુક વ્યક્તિઓના ખજાનાઓમાં જ ભરાઈ જાય છે. પરિણામે અસંખ્ય લોકો નિરાધાર થઈ જાય છે. પૈસાદાર લોકો સતત વધુ પૈસાદાર થતા જાય છે અને ગરીબ લોકો દિન-પ્રતિદિન વધુ ગરીબ અને નિર્ધન થતા જાય છે. મૂડીવાદી વર્ગ રૂપિયાની શક્તિઓથી વધુ રૂપિયા કમાય છે અને ગરીબ માણસોની જીંદગી રોજ-બરોજ તંગ અને અસહ્ય બનતી જાય છે.

જે સમાજમાં બેકારી અને નિર્ધનતા પ્રચલિત થઈ જાય છે, તે સમાજ જાત-જાતની ખરાબીઓમાં ડૂબી જાય છે. તેનું આરોગ્ય ખરાબ થઈ જાય છે. એમાં બીમારીઓ પ્રસરી જાય છે. એમાં ધંધો કરવાની અને પૈસા પેદા કરવાની શક્તિઓ નષ્ટ થઈ જાય છે. એમાં અજ્ઞાનતા અને અભણતા વધતી જાય છે. એનું નૈતિક ધોરણ નીચે ઉતરતું જાય છે. એ પોતાની આવશ્યક વસ્તુઓ પૂરી કરવા માટે ગુનાના કામો કરે છે. અંતે ત્યાં સુધી પરિસ્થિતિ પહોંચે છે કે લોકો લૂંટફાટ પર ઉતરી પડે છે. બળવાઓ થાય છે. મૂડીદાર માણસોની કત્લેઆમ થાય છે. એમના ઘરોને લૂંટવા તથા બાળવામાં આવે છે. પરિણામે તેઓનો એ રીતે નાશ થાય છે કે દુનિયામાં તેમનું નામો-નિશાન બાકી રહેતું નથી.

## સામુદાયિક કલ્યાણમાં વ્યક્તિગત કલ્યાણ છે :

જો તમે જરા વિચાર કરશો તો જણાશે કે હકીકતમાં માણસની ભલાઈ તેના સમાજની સાથે સંબંધ ધરાવે છે.

તમારી પાસે જે મૂડી છે, તેમાંથી તમે તમારા બીજા ભાઈઓની મદદ કરશો તો મૂડી ફરતી-ફરતી ચક્કર લગાવીને ફરી તમારા પાસે બીજા લાભો સહિત પાછી આવી જશે. જો તમે સંકુચિત નજર રાખીને મૂડીને સંગ્રહી રાખશો અથવા અંગત હિત માટે ખર્ચ કરશો, તો અંતે ક્રમે-ક્રમે મૂડી ઘટતી જશે.

દાખલા તરીકે, તમે એક યતીમ બાળકને આશરો આપ્યો. તેનું ભરણ-પોષણ કર્યું. ભણાવી-ગણાવીને કમાવવા લાયક બનાવ્યો અને તે સમાજનો એક પૈસા પેદા કરનાર પાત્ર બની ગયો, તો એનો અર્થ એ જ થયો કે તમે સમાજની મૂડીમાં વધારો કર્યો. ખુલ્લી વાત છે કે જ્યારે સમાજની મૂડી વધશે, તો તમે પણ એ સમાજના એક સભ્ય હશો, એટલે તમને એ મૂડીમાંથી કંઈને કંઈ પ્રાપ્ત થશે જ. ભલે તમને એ વાતની જાણ ન થાય કે તમને જે કંઈ મળ્યું છે, તે ચોક્કસ એ યતીમની કાબેલિયતથી મળ્યું છે, જેની તમે મદદ કરી હતી.

પરંતુ જો તમે યતીમની મદદ ન કરી, સ્વાર્થ-વૃત્તિ તથા સંકુચિત મનોદશાથી પ્રેરાઈને એમ કહ્યું કે હું એની મદદ શા માટે કરૂં, એના બાપે એના માટે કંઈ-ને-કંઈ મૂકી જવું જોઈતું હતું; તો તે રખડું થઈ જશે, ખરાબ થઈ જશે, એક બેકાર માણસ બની જશે, એમાં એ લાયકાત પેદા નહીં થાય કે મહેનત કરીને સમાજની મૂડીમાં વધારો કરી શકે; બલ્કે એ શકયતા ખરી કે ગુંડાગીરીનો ધંધો અપનાવી લે અને એક દિવસ તમારા જ ઘરમાં હાથ ફેરવી જાય !

એનો અર્થ તો એ જ થયો કે તમે તમારા સમાજના એક સભ્યને બેકાર, લફંગો અને ગુંડો બનાવીને કેવળ સમાજનું જ નહીં, પણ તમારું ખુદનું પણ નુકસાન કર્યું છે.

આ એક ઉદાહરણ ઉપરથી જ કલ્પના કરીને દીર્ઘ-દૃષ્ટિથી નજર કરશો તો તમને જણાશે કે જે માણસ નિઃસ્વાર્થપણે સમાજના લાભાર્થે રૂપિયા ખર્ચ કરે છે, જાહેરમાં તો તેના રૂપિયા તેના ગજવામાંથી નીકળી જાય છે, પરંતુ બહાર નીકળ્યા પછી એ રૂપિયા પ્રસરતા, વિકસતા અને ફેલાતા જાય છે. એટલે સુધી કે ફરતા-ફરતા અસંખ્ય લાભો સાથે ફરી એના જ ગજવામાં પાછા આવે છે. આ એ જ રૂપિયા હોય છે, જે તમે એક દિવસ સમાજના લાભાર્થે આપ્યા હોય છે.

જે માણસ સંકુચિત મનોદશા અને સ્વાર્થવૃત્તિથી રૂપિયાઓને સંગ્રહી રાખે છે અને સમાજના લાભાર્થે ખરચતો નથી, તે માણસ જાહેર રીતે તો પોતાના પૈસાને સલામત રાખે છે અથવા વ્યાજ ખાઈ-ખાઈને એમાં વધારો કરે છે, પણ વાસ્તવિકતા એ છે કે તે પોતાની મૂડીમાં નાદાનીપૂર્વક ઘટાડો કરે છે અને પોતાના હાથે પોતાની તબાહીનો સામાન એકઠો કરે છે. એ જ મર્મ છે, જેને અલ્લાહતઆલા કુર્આન-મજીદમાં આ રીતે બયાન કરે છે —

يَمْحَقُ اللّٰهُ الرِّبٰوا وَيُرْبِي الصَّدَقٰتِ

"અલ્લાહ વ્યાજને તમામ બરકતોથી વંચિત કરે છે અને દાનને વૃદ્ધિ આપે છે." (સૂરઃ બકરહ, આ. ૨૭૬)

وَمَآ اٰتَيْتُمْ مِّنْ رِّبًا لِّيَرْبُوَاْ فِىْٓ اَمْوَالِ النَّاسِ فَلَا يَرْبُوْا عِنْدَ اللّٰهِ ۚ
وَمَآ اٰتَيْتُمْ مِّنْ زَكٰوةٍ تُرِيْدُوْنَ وَجْهَ اللّٰهِ فَاُولٰٓئِكَ هُمُ الْمُضْعِفُوْنَ ۝

"જે વ્યાજ તમે આપો છો જેથી લોકોના ધનમાં ભળીને તે વધી જાય, અલ્લાહની નજીક તે વધતું નથી અને જે ઝકાત તમે અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત કરવાના આશયથી આપો છો, તેના જ આપનારા હકીકતમાં પોતાના માલ વધારે છે."

(સૂરઃ રૂમ, આ. ૩૯)

પરંતુ એ વાસ્તવિક અને ગંભીર તત્વજ્ઞાનના મર્મને સમજવું, એના ઉપર અમલ કરવું ઇન્સાનની સંકુચિત મનોદશાને કારણે લગભગ અશક્ય થઈ ગયું છે. ઈન્સાન પ્રત્યક્ષ અથવા સ્પર્શ કરતી ચીજોને માને છે. જે-જે રૂપિયા એના ગજવામાં છે, એને તો તે નિહાળી શકે છે કે ખીસામાં પડ્યા છે. જે રૂપિયા ધંધામાં વધે છે, એને પણ એ નિહાળી શકે છે. પરંતુ જે રૂપિયા તેના પાસેથી ચાલ્યા જાય છે, તેને તો એ જોઈ શકતો નથી કે તે ક્યાં વિકસી અને વધી રહ્યા છે, કઈ રીતે વધી રહ્યા છે, કેટલા પ્રમાણમાં વધી રહ્યા છે અને ક્યારે તેના પાસે લાભો અને નફાઓ સહિત પાછા આવે છે. એ તો કેવળ એટલું જ સમજે છે કે આટલા રૂપિયા મારા પાસેથી ગયા અને કાયમના માટે ગયા છે.

આજ દિન સુધી ઇન્સાન પોતાની બુદ્ધિ અને કોશિશોથી આ કોયડાને ઉકેલી શક્યો નથી. તમામ જગતની આ જ હાલત છે. એક તરફ મૂડીવાદીઓની દુનિયા છે, જ્યાં સર્વ કામો વ્યાજના ધોરણે ચાલે છે. મૂડીની રેલમછેલ હોવા છતાંય નિશદિન મુસીબતો અને યાતનાઓમાં વધારો થતો જાય છે. બીજી તરફ એક એવો વર્ગ પેદા થયો છે, જેના હૃદયમાં ઈર્ષાની અગ્નિ-જ્વાળા પ્રજ્વળી રહી છે અને તે મૂડીવાદીઓના ખજાના ઉપર હુમલો કરવા માગે છે, સાથો-સાથ ઇન્સાની સંસ્કૃતિની તમામ વિશિષ્ટતાઓ અને મૌલિકતાઓનો પણ નાશ કરવા ઇચ્છે છે.

## મુશ્કેલીઓનું નિરાકરણ :

આ કોયડાનો ઉકેલ એ બુદ્ધિશાળી હકીમે કરેલ છે, જેની કિતાબનું નામ કુર્આન-મજીદ છે. આ કોયડામાં ઉકેલની ચાવી 'ઈમાન-બિલ્લાહ' (અલ્લાહ પર ઈમાન

રાખવું) અને 'ઈમાન બિલ યવ્મિલ આખિર' (આખિરતના દિવસ પર ઈમાન રાખવુ) છે. જો માણસ ખુદા ઉપર ઈમાન લઈ આવે અને જાણી લે કે ધરતી તથા આસમાનના ખજાનાઓનો માલિક ખુદા છે અને ઈન્સાની બાબતોનો કારોબાર પણ ખુદાના જ હાથમાં છે, ખુદા પાસે અણુ-એ-અણુનો હિસાબ છે, ઈન્સાનની તમામ ભલાઈઓ અને બૂરાઈઓની અંતિમ સજા યા જઝા ન્યાયપૂર્વક આખિરતમાં મળશે, તો એના માટે એ વાત સરળ બની જશે કે પોતાની નજરનો ભરોસો કર્યા વગર ખુદા પર ભરોસો કરે અને પોતાની મૂડીને ખુદાની હિદાયત પ્રમાણે ખર્ચ કરે અને નફો-નુકસાન ખુદા ઉપર છોડી દે.

એ ઈમાન સાથે જે કંઈ ખર્ચ કરશે, તે અસલમાં ખુદાને જ આપશે. તેનો હિસાબ-કિતાબ પણ ખુદાના ખાતામાં જ લખેલો હશે, પછી દુનિયામાં કોઈને તેના અહેસાનોની ખબર હોય કે ન હોય, ખુદાને જરૂર એ વિશે જાણ હશે. કોઈ એનો આભાર માને કે ન માને, પણ ખુદા અવશ્ય માનશે.

જ્યારે ખુદાએ વચન આપ્યું છે કે હું તેનો બદલો આપીશ, ખાત્રી છે કે જરૂર બદલો આપશે. હા, બેશક એ બેનિયાઝ બાદશાહ છે, તે દુનિયામાં પણ બદલો આપી શકે છે અને દુનિયા તથા આખિરત બંનેમાં પણ આપી શકે છે, બહરહાલ તે બદલો આપશે અને જરૂર આપશે.



પ્રકરણ – ૪

# અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાના સામાન્ય આદેશો

## આદેશોના પ્રકાર – સામાન્ય અને વિશિષ્ટ :

મુસલમાન ભાઈઓ ! અલ્લાહત્આલાએ પોતાની શરીઅત માટે એવો નિયમ બનાવ્યો છે કે પ્રથમ તો નેકી અને ભલાઈના કામોનો એક આમ હુકમ અપાય છે, જેથી લોકો પોતાની જિંદગીમાં સામાન્ય રીતે ભલાઈનો માર્ગ અપનાવે. પછી એ ભલાઈનો ચોક્કસ પ્રકાર પણ નક્કી કરવામાં આવે છે, જેથી એની ચોક્કસપણે પાબંદી કરવામાં આવે.

## અલ્લાહની યાદનો સામાન્ય આદેશ :

દાખલા તરીકે, અલ્લાહની યાદ એક ભલાઈ છે. એ સૌથી મોટી ભલાઈ અને ભલાઈઓનું મૂળ છે. એ માટે સામાન્ય હુકમ એ છે કે અલ્લાહને દરેક વખતે દરેક હાલતમાં યાદ રાખવો અને એની યાદમાં ક્યારે પણ ગફલત કરો નહીં.

فَاذْكُرُوا اللّٰهَ قِيٰمًا وَّقُعُوْدًا وَّعَلٰى جُنُوْبِكُمْ ۚ

"ઊભા અને બેઠાં અને સૂતાં દરેક હાલતમાં અલ્લાહને યાદ કરતા રહો."

(સૂરઃ નિસા, આ. ૧૦૩)

وَاذْكُرُوا اللّٰهَ كَثِيْرًا لَّعَلَّكُمْ تُفْلِحُوْنَ ۝

"અલ્લાહને પુષ્કળ પ્રમાણમાં યાદ કરો, આશા છે કે તમને વિજય પ્રાપ્ત થશે." (સૂરઃ અન્ફાલ, આ. ૪૫)

اِنَّ فِیْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَاخْتِلَافِ الَّیْلِ وَالنَّهَارِ لَاٰیٰتٍ لِّاُولِی الْاَلْبَابِ ۚۙ
الَّذِیْنَ یَذْكُرُوْنَ اللّٰهَ قِیٰمًا وَّقُعُوْدًا وَّعَلٰی جُنُوْبِهِمْ وَیَتَفَكَّرُوْنَ فِیْ خَلْقِ السَّمٰوٰتِ
وَالْاَرْضِ ۚ رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا ۚ سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ۝

"આકાશ અને ધરતીના સર્જનમાં અને રાત અને દિવસના વારાફરતી આવવામાં એ બુદ્ધિશાળી વ્યક્તિઓ માટે ઘણી નિશાનીઓ છે જેઓ ઊઠતાં, બેસતાં અને સૂતાં, દરેક સ્થિતિમાં ખુદાને યાદ કરે છે અને આકાશો અને જમીનની બનાવટ વિશે ચિંતન કરે છે. (તેઓ સહસા બોલી ઊઠે છે) પરવરદિગાર ! આ બધું તેં નિરર્થક અને હેતુવિહિન નથી બનાવ્યું, તું પાક છે આનાથી કે વ્યર્થ કામ કરે."
(સૂરઃ આલે ઈમરાન, આ. ૧૯૦)

وَلَا تُطِعْ مَنْ اَغْفَلْنَا قَلْبَهٗ عَنْ ذِكْرِنَا وَاتَّبَعَ هَوٰىهُ وَكَانَ اَمْرُهٗ فُرُطًا ۝

"કોઈ એવા મનુષ્યનું અનુકરણ ન કરો જેના હૃદયને અમે અમારી યાદથી ગફલતમાં નાખી દીધું છે અને જેણે પોતાના મનની ઈચ્છાઓનું અનુસરણ અપનાવી લીધું છે અને જે કામ કરવામાં હદથી આગળ વધી જાય છે." (સૂરઃ કહફ, આ. ૨૮)

આ અને આવા જ પ્રકારની બીજી અસંખ્ય આયતો છે, જેમાં હુકમ આપવામાં અવ્યો છે કે હંમેશા હર હાલતમાં ખુદાની યાદ નિરંતર ચાલુ રાખો, કારણ કે ખુદાની યાદ જ એ વસ્તુ છે, જે માણસના કર્તવ્યોને સુયોગ્ય બનાવે છે અને એને સીધા માર્ગ પર કાયમ રાખે છે. જે ઘડીએ માણસ તેની યાદથી ગાફેલ થઈ ગયો, એ જ ઘડીએ નફ્સની વાસનાઓ તથા શેતાની વસવસાઓ એના પર વર્ચસ્વ જમાવી દેશે અને તેનું અનિવાર્ય પરિણામ એ આવશે કે માણસ સીધા માર્ગથી ભટકી જશે અને પોતાની જિંદગીના પ્રશ્નોમાં હદ વટાવવી શરૂ કરી દેશે.

## અલ્લાહની યાદનો ખાસ હુકમ :

જુઓ ! આ તો હતો સામાન્ય હુકમ. હવે એ જ યાદ માટે એક ખાસ પ્રકારની ઈબાદત નક્કી થઈ છે, જેનું નામ 'નમાઝ' છે. નમાઝમાં પણ પાંચેય વખત અમુક રકઅતો ફરજ આપવામાં આવી છે, જેમાં દરેક નમાઝો દરમિયાન પાંચ-દસ મિનિટથી વધુ સમય લાગતો નથી. એ જ રીતે અમુક મિનિટો આ વખતે અને અમુક મિનિટો તે વખતે યાદે-ઈલાહી માટે નક્કી કરવાનો અર્થ એ નથી કે તમે કેવળ એટલા જ સમય

દરમિયાન યાદ કરો અને બાકીના સમયમાં તેને વિસરી જાઓ. એ ગોઠવણ કરવાનો હેતુ એ છે કે એટલો સમય ફક્ત ખુદાની યાદમાં ગાળવો જોઈએ. ત્યારપછી પોતાના કામો પણ કરો અને કામ કરતાં-કરતાં ખુદાને પણ યાદ કરો.

## અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાનો જાહેર હુકમ :

ઠીક એવો જ મામલો ઝકાતનો છે. અહીં પણ એક હુકમ આમ અને એક ખાસ છે. એક તરફ તો એમ કહેવામાં આવ્યું છે કે કંજૂસાઈ અને સંકુચિત મનોદશાથી બચતા રહો, કારણ કે એ બૂરાઈઓનું મૂળ અને બદીઓની જનેતા છે.

પોતાના ચારિત્ર્યમાં અલ્લાહનો રંગ ધારણ કરો, જે દરેક વખતે મખ્લૂક પર અગણિત કૃપાઓની સરિતાઓ વહેતી મૂકે છે, જો કે કોઈનો એ ઉપર હક કે દાવો નથી. રાહે-ખુદામાં જે કંઈ ખર્ચ કરવાની શક્તિ હોય, એ ખર્ચ કરો. તમારી જરૂરતોમાંથી જેટલું બચાવી શકો, એટલું અવશ્ય બચાવો અને એનાથી બીજા જરૂરત-મંદોની જરૂરત પૂરી કરો. અલ્લાહના દીનની સેવામાં તથા અલ્લાહનો કલમો બુલંદ કરવામાં પાછી પાની ન કરો. જો ખુદાથી પ્રેમ રાખો, તો માલની મહોબ્બતને ખુદાની મહોબ્બત આગળ કુરબાન કરી દો. આ તો આમ અને સામાન્ય હુકમ છે.

## ખર્ચ કરવાનો ખાસ હુકમ :

તેના સાથે જ ખાસ હુકમ એ છે કે એટલો બધો માલ તમારા પાસે છે, તો ઓછામાં ઓછું આટલું તો ખુદાની રાહમાં અવશ્ય ખર્ચ કરો. તમારા ખેતરોમાં એટલું ઉત્પાદન છે, તો ઓછામાં ઓછું એટલું તો ખુદાની રાહમાં આપો.

પછી જે રીતે અમુક રકઅતો નમાઝ ફરજ કરવાનો હેતુ એ નથી કે બસ, એ રકઅતો પઢતી વખતે ખુદાને યાદ કરો અને બાકી સમયે અલ્લાહને વિસરી જાઓ અને એ રીતે માલનો એક મામૂલી ભાગ ખુદાના માર્ગે ખર્ચ કરવાનું ફરજ કરવામાં આવ્યુ છે, તેનો પણ અર્થ એ નથી કે જે લોકો પાસે એટલા પ્રમાણમાં માલ હોય તે લોકોને જ રાહે-ખુદામાં ખર્ચ કરવું જોઈએ અને જે લોકો એ કરતાં ઓછો માલ ધરાવતા હોય, તેમણે મુઠ્ઠીઓ બંધ કરી દેવી જોઈએ અને એનો અર્થ એ પણ નથી કે ધનવાન લોકો પર જે ઝકાત ફરજ કરવામાં આવી છે, બસ એટલું જ તેમણે રાહે-ખુદામાં આપવું જોઈએ અને ઝકાત આપી દીધા પછી કોઈ હાજતમંદ આવે તો ધુત્કારી કાઢવો અથવા દીનની ખિદમત માટે કોઈ મોકો આવે તો કહી દેવું કે અમે તો ઝકાત આપી દીધી,

હવે અમારાથી એક પૈસાની આશા રાખશો નહીં. ઝકાત ફરજ કરવાનો એ હેતુ હરગિજ નથી.

ઝકાતનો વાસ્તવિક હેતુ તો એ છે કે માણસે ઓછામાં ઓછું આટલું તો અનિવાર્યપણે રાહે-ખુદામાં આપવું જ પડશે અને એથી વધારે જે બની શકે એ આપવું રહે.

## ખર્ચ કરવાના જાહેર હુકમની ટૂંકી સમજૂતી :

હવે હું તમારા સામે પ્રથમ સામાન્ય અને આમ હુકમોનો મામૂલી ખુલાસો કરીશ, પછી બીજા ખુત્બામાં ખાસ હુકમો બયાન કરીશ.

કુર્આન-મજીદની એ વિશિષ્ટતા છે કે જે વસ્તુનો એ હુકમ આપે છે, તેના કારણો, ભલાઈઓ અને હિકમતો પણ પોતે જ બતાવે છે, જેથી મહેકૂમ (હુકમ આપનાર)ને હુકમની સાથે એ પણ જાણ થઈ જાય કે આ હુકમ શા માટે આપવામાં આવ્યો છે અને એના લાભો શું-શું છે ? કુર્આન-મજીદ ઉઘાડતાં જ જે આયત તમારી નજરે પડે છે, તે એ છે કે –

## સીધા રસ્તે ચાલવાની ત્રણ શરતો :

ذٰلِكَ الْكِتٰبُ لَا رَيْبَ ۛۚ فِيْهِ ۛۚ هُدًى لِّلْمُتَّقِيْنَ ۝ الَّذِيْنَ يُؤْمِنُوْنَ
بِالْغَيْبِ وَيُقِيْمُوْنَ الصَّلٰوةَ وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ۝

"આ અલ્લાહનો ગ્રંથ છે, એમાં કોઈ શંકા નથી: માર્ગદર્શન છે એ સંયમી લોકો માટે જેઓ અદશ્ય ઉપર ઈમાન લાવે છે, નમાઝ કાયમ કરે છે, જે કંઈ અમે તેમને આપ્યું છે, તેમાંથી ખર્ચ કરે છે." (સૂરઃ બકરહ, આ. ૨-૩)

આ આયતમાં મૂળભૂત સિદ્ધાંતો બયાન કરવામાં આવ્યા છે, દુનિયાની જિંદગીમાં સીધા રસ્તે ચાલવા માટે ત્રણ વસ્તુઓ અનિવાર્ય છે :

એક તો 'ઈમાન બિલ ગૈબ' (જેમાં ખુદા, આખિરત અને વહ્ય એ સર્વે ગૈબને લગતી બાબતોનો સમાવેશ થઈ જાય છે.)

બીજી, નમાઝ કાયમ કરવી.

ત્રીજી, જે રોજી અને દોલત અલ્લાહે આપી હોય, તેમાંથી રાહે-ખુદામાં ખર્ચ કરવું.

બીજી જગ્યાએ ઈર્શાદ છે કે –

لَنْ تَنَالُوا الْبِرَّ حَتّٰى تُنْفِقُوْا مِمَّا تُحِبُّوْنَ ۚ

"તમે નેકીને પહોંચી શકતા નથી, જ્યાં સુધી તમારી એ વસ્તુઓ (અલ્લાહના માર્ગમાં) ખર્ચ ન કરો, જે તમને પ્રિય છે." ( સૂરઃ આલે ઈમરાન, આ. ૯૨ )

પછી ફરમાવે છે કે –

اَلشَّيْطٰنُ يَعِدُكُمُ الْفَقْرَ وَيَاْمُرُكُمْ بِالْفَحْشَآءِ ۚ

"શેતાન તમને ગરીબીથી બીવડાવે છે અને શરમજનક વર્તન અપનાવવા માટે પ્રેરે છે." (સૂરઃ બકરહ, આ. ૨૬૮)

ત્યારે ઈર્શાદ થાય છે –

وَاَنْفِقُوْا فِىْ سَبِيْلِ اللّٰهِ وَلَا تُلْقُوْا بِاَيْدِيْكُمْ اِلَى التَّهْلُكَةِ ۛ

"અલ્લાહના માર્ગમાં ખર્ચ કરો અને પોતાના હાથે પોતાનો વિનાશ ન વહોરો, (અલ્લાહના માર્ગમાં ખર્ચ ન કરવાનો અર્થ વિનાશ અને બરબાદીનો છે)."

(સૂરઃ બકરહ, આ. ૧૯૫)

અંતમાં ફરમાવ્યું –

وَمَنْ يُّوْقَ شُحَّ نَفْسِهٖ فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ۚ

"જે લોકોને હૃદયની સંકુચિતતાથી બચાવી લેવામાં આવ્યા છે તેઓ જ સફળતા પામનારા છે." (સૂરઃ હશ્ર, આ. ૯)

## જિંદગી વિતાવવાની બે પદ્ધતિ :

આ સર્વ આયતો પરથી જાણવા મળે છે કે ઈન્સાનને જીવન વિતાવવાના માત્ર બે જ માર્ગો છે.

એક માર્ગ તો ખુદાનો છે જેમાં નેકી, ભલાઈ અને સફળતા છે અને એ માર્ગનો નિયમ એ છે કે માણસનું મન મોટું હોવું જોઈએ. અલ્લાહે તેને જે થોડો-ઘણો માલ અને રોજી આપી હોય, એનાથી પોતાની જરૂરતો પૂરી કરે તથા પોતાના ભાઈઓની પણ મદદ કરે અને અલ્લાહનો કલમો બુલંદ કરવાની કોશિશમાં પણ ખર્ચ કરે.

બીજો માર્ગ શેતાનનો છે, જેમાં જાહેર રીતે તો માણસને લાભ જ દેખાય છે, પણ હકીકતમાં અધોગતિ અને વિનાશ સિવાય કશું જ નથી. આ માર્ગનો નિયમ એ છે કે માણસ મૂડી એકઠી કરવાની કોશિશ કરે, પૈસા માટે જાન આપે અને પૈસાને બંને તરફના દાંતો વચ્ચે એવા દબાવે કે કોઈ પણ રીતે ખર્ચ થાય નહીં. કદાચ ખર્ચ થાય, તો કેવળ પોતાના નફ્સ માટે, અંગત લાભ માટે અને વાસનાઓની તૃપ્તિ માટે.

## ખુદાના માર્ગમાં ખર્ચની પદ્ધતિઓ :

હવે જુઓ, ખુદાના માર્ગ ઉપર ચાલનારાઓ માટે, અલ્લાહના રાહમાં ખર્ચ કરવાની કઈ-કઈ પ્રણાલિકાઓ બયાન થઈ છે. હું એ સર્વને ક્રમવાર બયાન કરૂં છું.

### ૧. ફક્ત ખુદાની પ્રસન્નતા ખાતર :

સર્વ પ્રથમ વાત એ છે કે ખર્ચ કરવાનો હેતુ ફક્ત અલ્લાહની મંજૂરી અને ખુશ્નૂદી હોય. કોઈને આભારવશ બનાવવા અથવા નામ કમાવવા માટે ખર્ચ કરવામાં આવે નહીં.

وَمَا تُنْفِقُوْنَ اِلَّا ابْتِغَآءَ وَجْهِ اللّٰهِ ؕ

"અને ભલાઈના કાર્યોમાં જે માલ તમે ખર્ચ કરો છો, તે તમારા પોતાના માટે સારૂં છે." (સૂરઃ બકરહ, આ. ૨૭૨)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُبْطِلُوْا صَدَقٰتِكُمْ بِالْمَنِّ وَالْاَذٰىۙ كَالَّذِىْ يُنْفِقُ مَالَهٗ رِئَآءَ النَّاسِ وَلَا يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ؕ فَمَثَلُهٗ كَمَثَلِ صَفْوَانٍ عَلَيْهِ تُرَابٌ فَاَصَابَهٗ وَابِلٌ فَتَرَكَهٗ صَلْدًا ؕ

"હે ઈમાનવાળાઓ ! તમારા દાનને ઉપકાર ચઢાવીને અને દુઃખ આપીને એ વ્યક્તિની જેમ વ્યર્થ ન કરો, જે પોતાનો માલ ફક્ત લોકોને દેખાડવા માટે ખર્ચે છે

અને ન અલ્લાહ ઉપર ઈમાન ધરાવે છે, ન આખિરત ઉપર. તેના ખર્ચનું ઉદાહરણ એવું છે જાણે એક ખડક હતો, જેના ઉપર માટીનું પડ બાઝેલું હતું, તેના ઉપર જ્યારે સખત વરસાદ વરસ્યો, તો બધી માટી વહી ગઈ અને કોરો ખડક રહી ગયો."

(સૂરઃ બકરહ, આ. ૨૬૪ )

**૨. ઉપકાર દર્શાવવામાં ન આવે :**

બીજી વાત એ છે કે કોઈને પૈસા આપીને યા ખાવાનું ખવડાવીને અથવા કપડાં પહેરાવીને અહેસાન બતાવવો ન જોઈએ અને એના દિલને દુઃખ પહોંચે એવું વર્તન દાખવવું ન જોઈએ.

اَلَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ فِيْ سَبِيْلِ اللّٰهِ ثُمَّ لَا يُتْبِعُوْنَ مَآ اَنْفَقُوْا مَنًّا
وَّلَآ اَذًى ۙ لَّهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ ۚ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ۞
قَوْلٌ مَّعْرُوْفٌ وَّمَغْفِرَةٌ خَيْرٌ مِّنْ صَدَقَةٍ يَّتْبَعُهَآ اَذًى ۗ

"જે લોકો પોતાના માલ અલ્લાહના માર્ગમાં ખર્ચે છે અને ખર્ચ કર્યા પછી ઉપકાર જતાવતા નથી, ન ઈજા પહોંચાડે છે, તેમનો બદલો તેમના રબના પાસે છે અને તેમના માટે કોઈ દુઃખ અને ભયની શક્યતા નથી. એક મીઠો બોલ અને કોઈ અણગમતી વાતને અવગણવી એ દાન કરતાં વધુ સારૂં છે, જેના પાછળ દુઃખ હોય."

(સૂરઃ બકરહ, આ. ૨૬૨ , ૨૬૩)

**૩. ઉત્તમ માલ આપવામાં આવે :**

ત્રીજો કાયદો એ છે કે ખુદાની રાહમાં ઉત્તમ માલ આપવામાં આવે, ખરાબ વીણીને આપવામાં ન આવે. જે લોકો કોઈ ગરીબને આપવા માટે ફાટેલાં કપડાં શોધીને કાઢે છે અથવા કોઈ ફકીરને જમાડવા ખરાબ ખાણું કાઢે છે, એમણે તો એવા જ બદલાની ખુદા પાસે આશા રાખવી જોઈએ.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَنْفِقُوْا مِنْ طَيِّبٰتِ مَا كَسَبْتُمْ وَمِمَّآ اَخْرَجْنَا لَكُمْ
مِّنَ الْاَرْضِ ۠ وَلَا تَيَمَّمُوا الْخَبِيْثَ مِنْهُ تُنْفِقُوْنَ

"હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જે માલ તમે કમાવ્યા છે અને જે કંઈ અમે ધરતીમાંથી તમારા માટે કાઢ્યું છે, તેમાંથી શ્રેષ્ઠ ભાગ અલ્લાહના માર્ગમાં ખર્ચો.

એવું ન થાય કે તેના માર્ગમાં ખર્ચવા માટે ખરાબમાં ખરાબ વસ્તુ કાઢવાની કોશિશ કરો." (સૂર: બકરહ, આ. ૨૬૭)

### ૪. શક્ય હોય ત્યાં સુધી છુપાવીને આપવામાં આવે :

ચોથો કાયદો એ છે કે જ્યાં સુધી શક્ય હોય છૂપી રીતે ખર્ચ કરવામાં આવે, જેથી લેનાર માટે શરમ અને આપનાર માટે દેખાવની શક્યતા પેદા ન થાય. જો કે ખુલ્લી રીતે ખર્ચ કરવામાં કશુંય વાંધાજનક નથી, પણ ઢાંકી સંતાડીને આપવું વધુ ઉત્તમ છે.

إِنْ تُبْدُوا الصَّدَقَاتِ فَنِعِمَّا هِيَ ۖ وَإِنْ تُخْفُوهَا وَتُؤْتُوهَا
الْفُقَرَاءَ فَهُوَ خَيْرٌ لَكُمْ ۚ وَيُكَفِّرُ عَنْكُمْ مِنْ سَيِّئَاتِكُمْ ۗ

" જો તમારા દાન જાહેરમાં આપો, તો આ પણ સારૂં છે, પરંતુ જો છુપાવીને મોહતાજોને આપો તો એ તમારા હિતમાં વધુ સારૂં છે. તમારા ઘણાં ગુના આ વર્તન વડે દૂર થઈ જાય છે." (સૂર: બકરહ, આ. ૨૭૧)

### ૫. અણસમજુઓને જરૂરિયાત કરતાં વધારે આપવામાં ન આવે :

પાંચમો કાયદો એ છે કે ઓછી અક્કલવાળા તથા મૂર્ખ માણસોને જરૂરતથી વધુ ન આપવામાં આવે કે તેઓ બગડી જાય અને તેમને ખરાબ આદતો પડી જાય. એમને જે કંઈ આપવામાં આવે તે એમના ગજા પ્રમાણે હોય. અલ્લાહતઆલા એમ ઈચ્છે છે કે પેટ પૂરતી રોટી અને શરીર પર કપડાં તો દરેક ખરાબમાં ખરાબ માણસને પણ મળવા જોઈએ, પણ લફંગા લોકોને શરાબ પીવા, ચંડુલ પીવા, ગાંજો પીવા અને જુગાર રમવા માટે પૈસા ન આપવામાં આવે.

وَلَا تُؤْتُوا السُّفَهَاءَ أَمْوَالَكُمُ الَّتِي جَعَلَ اللَّهُ لَكُمْ قِيَامًا
وَارْزُقُوهُمْ فِيهَا وَاكْسُوهُمْ

" અને પોતાના એ માલ જેમને અલ્લાહે તમારા માટે જીવન-નિર્વાહ માટેના સાધન બનાવ્યા છે, અલ્પ બુદ્ધિનાં લોકોને ન સોંપો, અલબત્ત, તેમને ખોરાકી-પોશાકી આપો." (સૂર: નિસા, આ. ૫)

### ૬. કરજદારને હેરાન કરવામાં ન આવે :

છઠ્ઠો કાયદો એ છે કે જે કોઈ ગરીબ માણસને એની જરૂરતો પૂરી કરવા માટે

કર્ઝે-હસના (શ્રેષ્ઠ કરજ) આપવામાં આવે, તો ઉઘરાણી કરીને એને તંગ કરવુ ન જોઈએ. પણ એને એટલી મુદ્દત આપવમાં આવે કે તે આસાનીથી ભરપાઈ કરી શકે અને જો તમને ખરેખર ખબર હોય કે એ માણસની પૈસા આપી શકે એટલી હસ્તી નથી અને તમે એટલા માલદાર છો કે તેને આસાનીથી માફ કરી શકો તેમ છો, તો સારી વાત એ છે કે માફ કરી દો.

وَاِنْ كَانَ ذُوْ عُسْرَةٍ فَنَظِرَةٌ اِلٰى مَيْسَرَةٍ ۚ وَاَنْ تَصَدَّقُوْا خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ

"તમારા દેવાદાર તંગીમાં હોય, તો તેનો હાથ છૂટો થાય ત્યાં સુધી તેને મહેતલ આપો અને જો દાન કરી દો, તો એ તમારા માટે વધારે સારૂં છે, જો તમે સમજો." (સૂરઃ બકરહ, આ. ૨૮૦)

**૭. દાનમાં સમતોલપણું :**

સાતમો કાયદો ઈર્શાદ થયો છે કે માણસને ખૈરાત કરવામાં હદથી ન વધલું જોઈએ. અલ્લાહત્આલાનો એ હેતુ નથી કે તમે તમારૂં તથા તમારા બાલ-બચ્ચાઓનું પેટ કાપીને જે કંઈ હોય તે ખૈરાત કરી દો.

અલ્લાહ તો એમ ઈચ્છે છે કે સ્વચ્છ અને સાદાઈપૂર્વક જીવન વિતાવવા માટે જેટલી જરૂરત ઈન્સાનને હોય છે, એટલું તમારા માટે તથા બાલ-બચ્ચાઓ માટે ખર્ચ કરો અને જે બાકી વધારો હોય તે અલ્લાહના નામે ખર્ચ કરો.

وَيَسْـَٔلُوْنَكَ مَاذَا يُنْفِقُوْنَ ۬ قُلِ الْعَفْوَ

"પૂછે છે, અમે અલ્લાહના માર્ગમાં શું ખર્ચીએ ? કહો, જે કંઈ તમારી જરૂરિયાતથી વધારે છે." (સૂરઃ બકરહ, આ. ૨૧૯)

وَالَّذِيْنَ اِذَآ اَنْفَقُوْا لَمْ يُسْرِفُوْا وَلَمْ يَقْتُرُوْا وَكَانَ بَيْنَ ذٰلِكَ قَوَامًا

"જેઓ ખર્ચ કરે છે તો ન ઉડાઉપણે ખર્ચ કરે છે ન કંજૂસાઈ કરે છે, બલ્કે તેમનું ખર્ચ બંને સીમાઓ વચ્ચે સમતોલ હોય છે." (સૂરઃ ફુરકાન, આ. ૬૭)

وَلَا تَجْعَلْ يَدَكَ مَغْلُوْلَةً اِلٰى عُنُقِكَ وَلَا تَبْسُطْهَا كُلَّ الْبَسْطِ فَتَقْعُدَ مَلُوْمًا مَّحْسُوْرًا

"ન તો પોતાનો હાથ ડોક સાથે બાંધી રાખો અને ન તેને બિલ્કુલ છૂટો જ મૂકી દો કે જેથી દોષપાત્ર અને લાચાર થઈ જાઓ. (સૂરઃ બની ઇસરાઈલ, આ. ૨૯)

### મદદના હક્કદારો :

અંતે એ પણ સાંભળી લો કે અલ્લાહતઆલાએ હક્કદારોનું આખું લિસ્ટ બનાવ્યું છે, જેને જોવાથી તમને ખબર પડી શકે છે કે કોણ-કોણ માણસો તમારી મદદના હક્કદાર છે અને ક્યા માણસોનો હક્ક તમારી કમાણીમાં અલ્લાહે રાખ્યો છે.

وَاٰتِ ذَا الْقُرْبٰى حَقَّهٗ وَالْمِسْكِيْنَ وَابْنَ السَّبِيْلِ

"સગાને તેનો હક્ક આપો અને ગરીબ અને મુસાફરને તેનો હક્ક."

(સૂરઃ બની ઇસરાઈલ, આ. ૨૬)

وَاٰتَى الْمَالَ عَلٰى حُبِّهٖ ذَوِى الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنَ وَابْنَ السَّبِيْلِ ۙ وَالسَّآئِلِيْنَ وَفِى الرِّقَابِ ۚ

"અલ્લાહના પ્રેમમાં પોતાનું પ્રિય ધન સગાઓ અને અનાથો માટે, મોહતાજો અને મુસાફરો માટે, મદદ માટે હાથ લંબાવનારાઓ માટે અને ગુલામોની મુક્તિ માટે ખર્ચ કરે." (સૂરઃ બકરહ, આ. ૧૭૭)

وَّبِالْوَالِدَيْنِ اِحْسَانًا وَّبِذِى الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنِ وَالْجَارِ ذِى الْقُرْبٰى وَالْجَارِ الْجُنُبِ وَالصَّاحِبِ بِالْجَنْۢبِ وَابْنِ السَّبِيْلِ ۙ وَمَا مَلَكَتْ اَيْمَانُكُمْ ۗ

"મા-બાપ સાથે નેક વર્તાવ કરો, સગા-સંબંધીઓ અને અનાથો અને જરૂરતમંદ લોકો સાથે સદવર્તન દાખવો અને પાડોશી સગા સાથે. અજાણ્યા પાડોશી સાથે, પડખે બેસનારા સાથીઓ અને મુસાફર સાથે અને એ દાસ-દાસીઓ સાથે જેઓ તમારા કબ્જામાં હોય ભલાઈનું વર્તન દાખવો." (સૂરઃ નિસા, આ. ૩૬)

وَيُطْعِمُوْنَ الطَّعَامَ عَلٰى حُبِّهٖ مِسْكِيْنًا وَّيَتِيْمًا وَّاَسِيْرًا ۝ اِنَّمَا نُطْعِمُكُمْ لِوَجْهِ اللّٰهِ لَا نُرِيْدُ مِنْكُمْ جَزَآءً وَّلَا شُكُوْرًا ۝ اِنَّا نَخَافُ مِنْ رَّبِّنَا يَوْمًا عَبُوْسًا قَمْطَرِيْرًا ۝

"અને અલ્લાહના પ્રેમમાં ગરીબો, અનાથો અને કેદીઓને ભોજન કરાવે છે (અને તેમને કહે છે કે) અમે તમને માત્ર અલ્લાહ માટે જ ખવડાવીએ રહ્યા છીએ, અમે તમારા પાસે ન તો કોઈ બદલો માગીએ છીએ, ન તો આભાર. એમને તો પોતાના રબની એ દિવસની યાતનાની બીક લાગે છે, જે સખત મુસીબતનો અત્યત લાંબો દિવસ હશે." (સૂરઃ દહર, આ. ૮ થી ૧૦)

وَفِيٓ أَمۡوَٰلِهِمۡ حَقّٞ لِّلسَّآئِلِ وَٱلۡمَحۡرُومِ

"અને તેમના માલ દોલતમાં હક્ક હતો, માગનાર અને મોહતાજ માટે."
(સૂરઃ ઝારિયાત, આ. ૧૯)

لِلۡفُقَرَآءِ ٱلَّذِينَ أُحۡصِرُواْ فِي سَبِيلِ ٱللَّهِ لَا يَسۡتَطِيعُونَ ضَرۡبٗا فِي ٱلۡأَرۡضِ يَحۡسَبُهُمُ ٱلۡجَاهِلُ أَغۡنِيَآءَ مِنَ ٱلتَّعَفُّفِ تَعۡرِفُهُم بِسِيمَٰهُمۡ لَا يَسۡـَٔلُونَ ٱلنَّاسَ إِلۡحَافٗاۗ وَمَا تُنفِقُواْ مِنۡ خَيۡرٖ فَإِنَّ ٱللَّهَ بِهِۦ عَلِيمٌ

"વિશેષરૂપે મદદના હક્કદાર એ જરૂરતમંદ લોકો છે, જેઓ અલ્લાહના માર્ગમાં એવા ઘેરાઈ ગયા છે કે સ્વયં પોતાના રોજગાર માટે ધરતી ઉપર કોઈ દોડધામ કરી શકતા નથી. એમનું સ્વમાન જોઈને અજાણી વ્યક્તિ કલ્પના કરે છે કે તેઓ સુખી છે. તમે એમના ચહેરા ઉપરથી તેમની આંતરિક સ્થિતિ ઓળખી શકો છો. પરંતુ તેઓ એવા લોકો નથી કે લોકોના પાછળ પડી જઈ કંઈ માગે, તેમની સહાય માટે જે કંઈ માલ ખર્ચ કરશો, તે અલ્લાહથી છૂપું રહેશે નહીં." (સૂરઃ બકરહ, આ. ૨૭૩)

— ● —

## પ્રકરણ – ૫

# ઝકાતના ખાસ આદેશો

મુસલમાન ભાઈઓ ! પાછલા ખુત્બામાં હું તમારા સમક્ષ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાના સામાન્ય આદેશો વર્ણવી ગયો છું, જે ઝકાત વિષે છે; એટલે કે જેને ફર્ઝ કરવામાં આવેલ છે.

### ઝકાત વિષે ત્રણ આદેશો :

અલ્લાહતઆલાએ કુર્આન-મજીદમાં ઝકાત બાબતે ત્રણ સ્થળે જુદા-જુદા આદેશો બયાન કર્યા છે.

૧. સૂર : બકરહમાં ફરમાવ્યું છે કે –

أَنْفِقُوا مِنْ طَيِّبَٰتِ مَا كَسَبْتُمْ وَمِمَّآ أَخْرَجْنَا لَكُم مِّنَ الْأَرْضِ ۖ

"જે માલ તમે કમાવ્યા છે અને જે કંઈ અમે ધરતીમાંથી તમારા માટે કાઢ્યું છે, તેમાંથી શ્રેષ્ઠ ભાગ અલ્લાહના માર્ગમાં ખર્ચો." (સૂરઃ બકરહ, આ. ૨૬૭)

૨. સૂર : અન્આમમાં ફરમાવ્યું છે કે અમે તમારા માટે જમીનમાંથી બગીચા ઉગાડ્યા અને ખેતીઓ પેદા કરી છે આથી –

كُلُوا مِن ثَمَرِهِۦٓ إِذَآ أَثْمَرَ وَءَاتُوا حَقَّهُۥ يَوْمَ حَصَادِهِۦ ۖ

"ખાઓ તેમની પેદાશ, જયારે તેમને ફળ લાગે અને અલ્લાહનો હક્ક ચૂકવો, જયારે તેમની ફસલની લણણી કરો." (સૂર અન્આમ, આ. ૧૪૧)

આ બંને આયતો કૃષિ ઉત્પાદનથી સંબંધ ધરાવે છે. હનફી ફિક્હ-શાસ્ત્રીઓ જણાવે છે કે આપો-આપ ઉત્પન્ન થતી પેદાશો દા.ત લાકડા, ઘાસ-ચારો અને વાંસ સિવાયની જેટલી ચીજો, શાકભાજી, અનાજ અને ફળો સ્વરૂપે ઉત્પન્ન થાય, એ સર્વેમાંથી અલ્લાહનો હક્ક કાઢવો જોઈએ.

હદીસ શરીફમાં આવ્યું છે કે કુદરતી વરસાદથી જે ઉત્પાદન થાય એમાં દસમો ભાગ અલ્લાહનો છે અને માણસ પોતાના પ્રયત્નો અને શ્રમ વડે જે ઉત્પન્ન કરે એમાં અલ્લાહનો વીસમો ભાગ છે અને એ ભાગ ઉત્પાદન લણતી વખતે વાજિબ થઈ જાય છે.

૩. ત્યારબાદ સૂરઃ તૌબામાં આવે છે કે –

وَالَّذِيْنَ يَكْنِزُوْنَ الذَّهَبَ وَالْفِضَّةَ وَلَا يُنْفِقُوْنَهَا فِيْ سَبِيْلِ اللّٰهِ ۙ فَبَشِّرْهُمْ بِعَذَابٍ اَلِيْمٍ ۙ يَّوْمَ يُحْمٰى عَلَيْهَا فِيْ نَارِ جَهَنَّمَ فَتُكْوٰى بِهَا جِبَاهُهُمْ وَجُنُوْبُهُمْ وَظُهُوْرُهُمْ ۭ هٰذَا مَا كَنَزْتُمْ لِاَنْفُسِكُمْ فَذُوْقُوْا مَا كُنْتُمْ تَكْنِزُوْنَ ۝

"પીડાકારી સજાની ખુશખબર આપો તેમને, જેઓ સોનું અને ચાંદી એકઠાં કરીને રાખે છે અને તેને ખુદાના માર્ગમાં ખર્ચ નથી કરતા. એક દિવસ આવશે જયારે આ સોના-ચાંદી વડે જહન્નમની આગ જલાવવામાં આવશે, પછી આના વડે જ આ લોકોના કપાળ અને પડખાં અને પીઠો ડામવામાં આવશે. આ છે એ ખજાનો, જે તમે પોતાના માટે એકઠો કર્યો હતો, લો હવે પોતાની એકઠી કરેલી દોલતનો સ્વાદ ચાખો."
(સૂરઃ તૌબા, આ. ૩૪-૩૫)

પછી ફરમાવ્યું કે –

اِنَّمَا الصَّدَقٰتُ لِلْفُقَرَاۗءِ وَالْمَسٰكِيْنِ وَالْعٰمِلِيْنَ عَلَيْهَا وَالْمُؤَلَّفَةِ قُلُوْبُهُمْ وَفِي الرِّقَابِ وَالْغٰرِمِيْنَ وَفِيْ سَبِيْلِ اللّٰهِ وَابْنِ السَّبِيْلِ ۭ فَرِيْضَةً مِّنَ اللّٰهِ ۭ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۝

"આ સદકાનો માલ તો હકીકતમાં 'ફકીર' અને 'મિસ્કીન' માટે છે અને એ લોકો માટે, જેઓ 'સદકાના કામ માટે નિયુક્ત' છે અને તેમના માટે જેમના 'હૃદય મોહી લેવા'નો આશય હોય. ઉપરાંત આ 'ગરદનો છોડાવવા' અને 'કરજદારોની સહાય' કરવામાં અને 'અલ્લાહના માર્ગ'માં અને 'મુસાફરની મહેમાનગતિ'માં ઉપયોગ કરવા માટે છે. આ એક ફરજ છે અલ્લાહ તરફથી અને અલ્લાહ બધું જ જાણનાર અને ડહાપણવાળો છે." (સૂરઃ તૌબા, આ. ૬૦)

ત્યાર બાદ ફરમાવ્યું -

خُذْ مِنْ أَمْوَالِهِمْ صَدَقَةً تُطَهِّرُهُمْ وَتُزَكِّيهِم بِهَا

"તેમના માલમાંથી સદકો લઈને તેમને શુદ્ધ કરો અને (નેકીની રાહમાં તેમને આગળ વધારો." (સૂરઃ તૌબા, આ. ૧૦૩)

આ ત્રણેય આયતોથી જાણવા મળે છે કે જે માલ એકઠો કરવામાં આવે, વધારવામાં આવે તો એ માલ અપવિત્ર અને નાપાક છે. માલને પવિત્ર કરવાની રીત એ છે કે એમાંથી ખુદાનો હક્ક કાઢીને બંદાઓને આપી દેવામાં આવે.

હદીસમાં આવ્યું છે કે જ્યારે સોનું-ચાંદી એકત્ર કરનાર માટે સખ્ત અઝાબની ધમકી આવી, ત્યારે મુસ્લિમો પુષ્કળ પરેશાન થયા, કારણ કે એનો તો એ જ અર્થ થતો હતો કે એક દિરહમ (અર્થાત રૂપિયો) પણ પાસે રાખો નહીં અને બધુંય ખર્ચી નાખો. અંતે હઝરત ઉમર રદિ.એ હુઝૂર સલ્લ.ની સેવામાં હાજર થઈને એ હાલત સંભળાવી. આપ સલ્લ.એ જવાબ આપ્યો કે તમારા ઉપર અલ્લાહત્આલાએ ઝકાત એટલા માટે ફરજ કરી છે કે બાકીનો માલ તમારા માટે પાક અને પવિત્ર થઈ જાય.

એવી જ રિવાયત હઝરત અબૂ સઈદ ખુદરી રદિ.થી બયાન થઈ છે કે હુઝૂર સલ્લ.એ ફરમાવ્યું કે, જ્યારે તમે પોતાના માલમાંથી ઝકાત આપી દીધી, તો જે હક્ક તમારા ઉપર વાજિબ હતો, તે પૂર્ણ થઈ ગયો.

ઉપરોક્ત આયતોમાં તો કેવળ સોના, ચાંદી અને કૃષિ ઉત્પાદન વિષે જ ઝકાતનો હુકમ છે. પરંતુ હદીસોથી જણાય છે કે વેપારી માલ, ઊંટ, ગાય અને બકરીઓ ઉપર પણ ઝકાત છે.

ચાંદી માટે ૨૦૦ દિરહમ એટલે ૫૨.૫ તોલાના હિસાબે ઝકાત છે. સોના માટે ૭.૫ તોલાના હિસાબે, ઊંટ માટે ૧૫ ઊંટની સંખ્યાના હિસાબે, બકરીઓ માટે ૪૦ની સંખ્યાના હિસાબે અને વેપારી માલ માટે ૫૨.૫ તોલા ચાંદીની કિંમતના હિસાબે ઝકાત છે.

જે માણસ પાસે એટલો માલ હોય અને તેને એક વર્ષ થઈ ગયો હોય તો એનામાંથી ચાલીસમો ભાગ ઝકાત પેટે આપવો વાજિબ છે. સોના-ચાંદી બાબતે હનફી ફિકહવેત્તાઓ કહે છે કે જો બંને જુદી-જુદી રીતે ઝકાતના હિસાબમાં આવતા ન હોય પણ સોના-ચાંદીને એકત્ર કરવાથી બંનેની કિંમત ઝકાતની હદ સુધી પહોંચી જતી હોય તો એમાંથી ઝકાત કાઢવી વાજિબ છે.

## ઘરેણા પર ઝકાત :

સોનું અને ચાંદી ઘરેણાના સ્વરૂપમાં હોય તો પણ હઝરત ઉમર રદિ. અને હઝરત મસઊદ રદિ.ના મંતવ્યો પ્રમાણે એમની ઝકાત આપવી ફરજિયાત છે અને ઈમામ અબૂ હનીફા રહ.એ એ જ વાતને સમર્થન આપ્યું છે.

હદીસમાં આવે છે કે હુઝૂર સલ્લ.એ બે સ્ત્રીઓના હાથોમાં સોનાના કંગન જોયા અને પૂછ્યું કે શું તમે એની ઝકાત કાઢો છો ? એક સ્ત્રીએ જવાબ આપ્યો, 'ના, નથી કાઢતી.' આપ સલ્લ.એ ફરમાવ્યું કે, શું તમે એ વાત પસંદ કરો છો કે કયામતના દિવસે સોનાના બદલે આગના કંગન પહેરાવવામાં આવે ?

એ જ રીતે હઝરત ઉમ્મે સલ્મા રદિ.થી રિવાયત છે કે મારા પાસે સોનાના ઝાંઝર હતા. મેં હુઝૂર સલ્લ.ને પૂછ્યું કે આ 'કન્ઝ' (ખજાનો) છે ? આપ સલ્લ.એ ફરમાવ્યું, જો એમાં સોનાનો ભાગ ઝકાતના હિસાબ પ્રમાણે છે અને ઝકાત આપી દેવામાં આવી છે, તો કન્ઝ (ખજાનો ) નથી.

આ બંને હદીસો ઉપરથી જણાય છે કે સોનું કે ચાંદી, ઘરેણાના સ્વરૂપે હોય તો પણ એ જ રીતે ફરજ છે જે રીતે રોકડ રકમ છે. અલબત્ત હીરા, ઝવેરાત ઉપર ઝકાત નથી.

## ઝકાતના હક્કદારો :

કુર્આન-મજીદમાં ઝકાતમાં આઠ હક્કદારો ઠરાવવામાં આવ્યા છે, જેનો ખુલાસો નીચે મુજબ છે.

**૧. ફુકરા :—** આ એ લોકો છે, જેમના પાસે થોડો ઘણો માલ તો હોય, પણ એની જરૂરતો માટે પૂરતો ન હોય, મુશ્કેલીથી ગુજરાન ચલાવતા હોય તથા કોઈથી માગતા ન હોય. ઈમામ ઝુહરી રહ., ઈમામ અબૂ હનીફા રહ., ઈબ્ને અબ્બાસ રદિ., હસન બસરી રહ., અબુલ હસન કરખી રહ. અને અન્ય બુઝુર્ગોએ 'ફકીર'ની એ જ વ્યાખ્યા કરેલી છે.

**૨. મસાકીન :—** આ એવા લોકો છે, જેંઓ અત્યંત નિર્ધન અને શારીરિક જરૂરતો પૂરી કરવા અશક્ત હોય, જેમના પાસે પેટ પૂરતું અનાજ કે સંપૂર્ણ કપડાં પણ ન હોય. હઝરત ઉમર રદિ.એ એવા લોકોની પણ 'મસાકીન'માં ગણત્રી કરી છે, જે કમાવવાની તો શક્તિ ધરાવતા હોય, પણ ધંધો મળતો ન હોય, બેકાર હોય.

**૩. આમેલીન-અલયહા :—** આનાથી અભિપ્રેત એ લોકો છે, જેમની ઈસ્લામી રાજ્ય ઝકાત વસૂલ કરવા માટે નિમણૂક કરે. તેમને પગાર ઝકાતમાંથી આપવામાં આવે.

**૪. મુઅલ્લિફતુલ કુલૂબ :—** આ એ લોકો છે, જેમને ઈસ્લામની હિમાયત માટે અથવા વિરોધથી અટકાવવા અર્થે રૂપિયા આપવાની આવશ્યકતા હોય. તેમાં એ નવમુસ્લિમો પણ ગણાય છે, જેમને સંતોષ આપવાની જરૂરત હોય. જો કોઈ માણસ પોતાની કાફિર કોમનો ત્યાગ કરીને ઈસ્લામમાં દાખલ થાય અને એ કારણે ધંધાવિહોણો તથા બર્બાદ થઈ જાય, તો તેને મદદ કરવાની મુસ્લિમો ઉપર સ્વાભાવિક ફરજ છે. પરંતુ એ કદાચ માલદાર હોય તો પણ તેને મદદ કરી શકાય છે. કારણ કે તેનું મન ઈસ્લામ પ્રત્યે મજબૂત થઈ જાય. હુનૈનના યુદ્ધ વખતે નબીએ કરીમ સલ્લ.એ માલે- ગનીમતમાંથી નવમુસ્લિમોને વધુ માલ આપ્યો હતો. એક માણસને સો-સો ઊંટ ભાગે આવ્યા હતા. અન્સારોએ નબીએ કરીમ સલ્લ. પાસે શિકાયત કરી. આપે ફરમાવ્યું કે, આ લોકો હમણાં-હમણાં ઈસ્લામમાં દાખલ થયા છે, એટલે હું તેમનું દિલ ખુશ કરવા માગું છું. એ બીના ઉપરથી ઈમામ ઝુહરી રહ.એ 'મુઅલ્લિફતુલ કુલૂબ'ની વ્યાખ્યા એ કરી કે જે ઈસાઈ અથવા યહૂદી યા બિનમુસ્લિમ ઈસ્લામમાં દાખલ થયો હોય, ભલે માલદાર કેમ ન હોય, તે 'મુઅલ્લિફતુલ કુલૂબ'માં ગણી શકાય છે. આ પ્રશ્નમાં જે ફિકહી ચર્ચા પેદા થાય છે, એ અંગે વિવરણ કરવાનો અહીં મોકો નથી. એ વિષય પર મેં મારી કિતાબ 'તફહીમુલ કુર્આન', ભાગ બીજામાં સૂરઃતૌબાની તફસીરમાં વિસ્તૃત અને વિગતવાર ચર્ચા કરી છે.

**૫. ફિર્-રિકાબ :—** એથી મતલબ એ છે કે જે માણસ ગુલામીના બંધનમાંથી મુક્ત થવા માંગતો હોય, તેને ઝકાત આપવામાં આવે, જેથી તે પોતાના માલિકને રૂપિયા આપીને ગુલામીમાંથી મુક્તિ મેળવે. આજના યુગમાં ગુલામીની પ્રણાલિકા નથી એટલે મારૂં મંતવ્ય એ છે કે જે ગુનેગારો દંડ ન ભરી શકવાના કારણે જેલમાં સજાઓ ભોગવે છે, તેમને ઝકાત આપીને મુક્તિ અપાવવા સહાય આપી શકાય છે. એ બીના પણ 'ફિર્-રિકાબ'ની વ્યાખ્યામાં આવી જાય છે.

**૬. અલ-ગારેમીન :—** આ એ લોકો છે, જેઓ કરજદાર હોય છે. એનો અર્થ એ નથી કે એક માણસ પાસે હજારો રૂપિયા હોય અને માત્ર ૧૦૦ રૂપિયાનો કરજદાર હોય, તો પણ તેને ઝકાત આપી શકાય છે. પણ એનો હેતુ એ છે કે જેના ઉપર એટલું કરજ હોય કે કરજ ભરપાઈ કર્યા પછી એની પાસે ઝકાતના

નિસાબથી ઓછો માલ બચતો હોય તો તેને ઝકાત આપી શકાય છે. ફુકહાએ કિરામે એ પણ જણાવ્યું છે કે જે માણસ ફિઝૂલ ખર્ચના કારણે અથવા ઐયાશી તથા બદકારીના કારણે કરજદાર થઈ ગયો હોય તેને પણ ઝકાત આપવી મકરૂહ છે. કારણ કે એ માણસ ઝકાતથી કરજ ભરપાઈ કરી દેવાની આશાએ વધુ પ્રમાણમાં ફિઝૂલ ખર્ચ અને બદકારી કરશે.

**૭. ફી સબીલિલ્લાહ :–** આ સામાન્ય શબ્દ છે, જે તમામ નેક કાર્યો માટે વપરાય છે. પણ ખાસ કરીને આ શબ્દનો હેતુ એ છે કે દીને-હક્કનો ઝંડો બુલંદ કરવાની કોશિશોમાં સહાય કરવી. નબીએ કરીમ સલ્લ.નો ઈર્શાદ છે કે કોઈ માલદાર માણસને માટે ઝકાત લેવી જાઈઝ નથી. પણ જો માલદાર માણસને જિહાદ અર્થે સહાયની જરૂરત હોય તો એને ઝકાત આપવી જોઈએ, કારણ કે ભલે એ માણસ માલદાર છે, પણ જિહાદ વખતે જે અસાધારણ સંજોગો અને ખર્ચ આવે છે, તેને કેવળ તે પોતાની જ મૂડીથી કઈ રીતે પહોંચી શકશે ? એટલે તેને એ કાર્ય માટે ઝકાતથી સહાય આપવી ઘટે.

**૮. ઈબ્નુસ્‌-સબીલ (મુસાફિર)** : મુસાફરી કરનાર પોતાના દેશમાં ભલે માલદાર હોય પણ મુસાફરી દરમ્યાન, જો તે મોહતાજ થઈને નિર્ધન થઈ જાય તો તેને ઝકાત આપવી જોઈએ.

## ઝકાત કોને આપવી અને કોને નહીં ?

હવે એ પ્રશ્ન બાકી રહી જાય છે કે ઉપરોક્ત આઠ હાજતમંદોને વર્ણવવામાં આવ્યા છે, તેમાંથી કયા માણસને, કેવા સંજોગોમાં ઝકાત આપવી જોઈએ તથા કયા સંજોગોમાં ન આપવી જોઈએ. એ વિષે પણ સંક્ષિપ્ત ખુલાસો આપના સમક્ષ વર્ણવી દઉં છું.

(૧) કોઈ માણસ પોતાના પિતા અથવા પુત્રને ઝકાત આપી શકતો નથી. પતિ પત્નીને તથા પત્ની પતિને ઝકાત આપી શકે નહીં. એ વિષે ફિકહશાસ્ત્રીઓ એકમત છે. અમુક ફિકહશાસ્ત્રીઓ એમ પણ કહે છે કે જેના ભરણ-પોષણની જવાબદારી તમારા ઉપર હોય, જે તમારા કાનૂની (શરઈ) વારસદાર હોય એવા અંગત આપ્તજનોને ઝકાત આપી શકાય નહીં. અલબત્ત, દૂરના સગાઓ હક્કદાર છે, એટલું જ નહીં, પણ બીજાઓ કરતાં વધુ હક્કદાર છે, પરંતુ ઈમામ અવઝાઈ રહ. જણાવે છે કે ઝકાત કાઢીને કેવળ સગાઓને જ શોધતાં ન ફરો.

(૨) ઝકાત કેવળ મુસલમાનોનો હક્ક છે. બિનમુસ્લિમોનો હક્ક નથી. હદીસમાં ઝકાતની વહેંચણી વિષે જે ઈશારો છે, તે આ પ્રમાણે છે –

تُؤْخَذُ مِنْ اَغْنِيَآئِكُمْ وَ تُرَدُّ اِلٰى فُقَرَآءِ كُمْ .

"એ તમારા માલદારો પાસેથી લેવામાં આવશે અને તમારા જ ફકીરોમાં વહેંચવામાં આવશે."

બેશક બિનમુસ્લિમોને આમ ખૈરાતમાં હિસ્સો આપી શકાય છે, એટલું જ નહીં, પણ આમ ખૈરાતમાં એવો ભેદભાવ રાખવો પણ યોગ્ય નથી કે કેવળ મુસ્લિમોને જ આપવામાં આવે અને બિનમુસ્લિમો મોહતાજ હોય તો પણ હાથને રોકી લેવામાં આવે.

(૩) ઈમામ અબૂ હનીફા રહ., ઈમામ અબૂ યૂસુફ રહ. અને ઈમામ મુહમ્મદ રહ. કહે છે કે દરેક વિસ્તાર અને વસ્તીની ઝકાત એ જ વિસ્તારના ગરીબોમાં ખર્ચવી જોઈએ. એક વિસ્તારથી બીજા વિસ્તારમાં ઝકાતને મોકલવી યોગ્ય નથી. અપવાદ એ છે કે જે વિસ્તારમાં કોઈ હક્કદાર ન હોય અથવા બીજા વિસ્તારોમાં કોઈ આપત્તિ આવી પડી હોય કે બીજા વિસ્તારના લોકો માટે સહાય આપવી અનિવાર્ય હોય, જેમ કે પ્રલય, દુષ્કાળ વગેરે. ઈમામ સુફિયાન સૂરી રહ. અને ઈમામ માલિક રહ.નો પણ ઘણા અંશે એ જ મત છે. પરંતુ એનો અર્થ એ નથી કે એક સ્થળેથી બીજા સ્થળે ઝકાત આપવી નાજાઈઝ છે.

(૪) અમુક બુઝુર્ગોનો ખ્યાલ છે કે માણસ પાસે બે ટંક ખાવા જેટલો સામાન હોય તેણે ઝકાત લેવી ન જઈએ. અમુક બુઝુર્ગો કહે છે જેના પાસે ૧૦ રૂપિયા મોજૂદ હોય અને અમુક કહે છે જેના પાસે ૧૨.૫ રૂપિયા મોજૂદ હોય તેણે ઝકાત ન લેવી જોઈએ. પરંતુ હઝરત ઈમામ અબૂ હનીફા રહ. અને તમામ હનફી પંથીઓનો અભિપ્રાય એ છે કે જેના પાસે પચાસ રૂપિયાથી ઓછું હોય તે ઝકાત લઈ શકે છે. તેમાં ઘરનો સરસામાન તથા નોકરોનો સમાવેશ નથી. એટલે કે એ સર્વે વસ્તુઓ હોવા છતાંય જે માણસો પાસે રૂપિયા પચાસથી ઓછી રકમ હોય તે ઝકાત લેવાનો હક્કદાર છે. આ પ્રશ્નમાં એક વસ્તુ તો કાનૂની છે અને બીજી વસ્તુ ફઝીલતના દરજ્જાઓ છે. આ બંનેમાં અત્યંત તફાવત છે.

દરજ્જાએ ફઝીલત એ છે કે હુઝૂર સલ્લ.એ ફરમાવ્યું કે –

"જે માણસ સવારથી સાંજ સુધીની રોટીનો સામાન રાખે છે અને જો ભિક્ષા માટે હાથ લંબાવે છે, તો એ પોતાના હક્કમાં અગ્નિ એકત્ર કરે છે."

એક બીજી હદીસમાં છે કે આપ સલ્લ.એ ફરમાવ્યું કે –

"કોઈ માણસ ભિક્ષા માટે હાથ લંબાવે, તેના કરતાં તે લાકડાં કાપે અને પેટ ભરે તેને હું વધારે પસંદ કરૂ છું."

ત્રીજી હદીસમાં છે કે –

"જે માણસ પાસે ખાવાનું હોય અથવા કમાવવાની શક્તિ હોય, તેનું એ કામ નથી કે ઝકાત લે."

પરંતુ એ સર્વ નૈતિક તાલીમ છે. સંસ્કારી શિક્ષણ છે. રહી વાત કાયદાની, તો તેમાં એક અંતિમ હદ બતાવવી અનિવાર્ય છે કે ક્યાં સુધી એક માણસ ઝકાત લેવાને હક્કદાર થઈ શકે છે ? એ વિષે બીજી હદીસોમાં માર્ગદર્શન મોજૂદ છે.

દાખલા તરીકે હુઝૂર સલ્લ.એ ફરમાવ્યું કે –

لِسَّآئِلِ حَقٌّ وَّاِنْ جَآءَ عَلَى الْفَرَسِ.

"માગનાર અગર ઘોડા પર બેસીને આવ્યો હોય, તો પણ હક્કદાર છે."

એક માણસે હુઝૂર સલ્લ.થી અરજ કરી કે મારા પાસે ૧૦ રૂપિયા છે, તો શું હું મિસ્કીન છું ? આપ સલ્લ.એ ફરમાવ્યુ કે – 'હા'. એક વખત બે માણસોએ આવીને હુઝૂર સલ્લ.થી ઝકાત માંગી. આપ સલ્લ.એ નજર ઉઠાવીને ધ્યાનથી જોયુ, પછી ફરમાવ્યું કે, જો તમે લેવા ઇચ્છો તો હું આપી દઈશ, પણ આ માલમાં માલદાર તથા ધંધો કરી શકે તેવા હૃષ્ટપૃષ્ટ માણસોનો હક્ક નથી. આ સર્વ હદીસો પરથી જાણવા મળે છે કે માણસ પાસે ઝકાત માટે બાંધી આપેલ મર્યાદા કરતાં ઓછી રકમ હોય તે 'ફુકરા'ની ગણત્રીમાં આવી શકે છે અને એંને ઝકાત આપી શકાય છે.

એ વાત જુદી છે કે ઝકાત લેવાનો ખરો હક્ક અસલ હાજતમંદોને છે, પણ અહીં તો કાયદાનો સવાલ છે, એટલે એની અંતિમ હદ દોરવી અનિવાર્ય છે.

## ઝકાત માટે સામૂહિક વ્યવસ્થાની જરૂરત :

મેં ઝકાતના જરૂરી કાયદાઓ બયાન કરી દીધા છે. પરંતુ એ સર્વ સાથે એક

અગત્યની ચીજ બીજી પણ એ છે, જે તરફ હું આપનું ધ્યાન દોરવા માગું છું, કારણ કે આજ-કાલ મુસ્લિમો તેને વિસરી ગયા છે.

ઈસ્લામમાં સર્વ કામો સામૂહિક તંત્ર-વ્યવસ્થાથી થાય છે. વ્યક્તિવાદને ઈસ્લામ પસંદ કરતો નથી. તમે મસ્જિદથી દૂર જઈને અલગ નમાઝ પઢી શકો છો, પણ શરીઅત તો એ જ ઈચ્છે છે કે જમાઅત સાથે નમાઝ પઢો.

એ જ રીતે સામૂહિક તંત્ર ન હોય અને અલગ-અલગ ઝકાત આપવી અને ખર્ચવી યોગ્ય છે, પરંતુ પ્રયાસ એ જ કરવો જોઈએ કે ઝકાત એક જ કેન્દ્ર પર એકઠી કરવામાં આવે, જેથી એક ચોક્કસ નિયમ હેઠળ ત્યાંથી ઝકાત અપાય અને આયોજન સહિત ખર્ચ થાય.

એ વસ્તુ તરફ કુર્આન-મજીદે ઈશારો કરેલ છે. દાખલા તરીકે ફરમાવ્યું છે કે —

خُذْ مِنْ اَمْوَالِهِمْ صَدَقَةً تُطَهِّرُ هُمْ وَتُزَكِّيْهِمْ بِهَا.

"અર્થાત્, અલ્લાહત્આલાએ નબીએ કરીમ સલ્લ.ને ફરમાવ્યું કે તમે એમનાથી ઝકાત વસૂલ કરો. મુસલમાનોને એમ કહેવામાં નથી આવ્યું કે તમે ઝકાત કાઢીને અલગ-અલગ ખર્ચ કરો. એ જ રીતે 'આમેલીન-ઝકાત' (ઝકાતના હક્કદારો)નો હક્ક મુકર્રર કરવાથી પણ સ્પષ્ટપણે જણાય છે કે મુસલમાનોના ઈમામ ઝકાતને કાયદેસર રીતે વસૂલ કરે અને નિયમપૂર્વક ખર્ચ કરે, એ જ ઝકાતની વહેંચણીનું સારૂં સ્વરૂપ છે.

એ જ રીતે નબીએ કરીમ સલ્લ.એ ફરમાવ્યું છે કે —

اُمِرْتُ اَنْ آخُذَ الصَّدَقَةَ مِنْ اَغْنِيَائِكُمْ اَرُدُّوْهَا فِى فُقَرَائِكُمْ

"મને હુકમ આપવામાં આવ્યો છે કે હું તમારા માલદારોથી ઝકાત વસૂલ કરૂં અને તમારા ફકીરોમાં વહેંચી દઉં."

નબીએ કરીમ સલ્લ. અને ખુલ્ફાએ રાશિદીનના યુગમાં પણ એ જ પ્રમાણે થતું હતું કે તમામ ઝકાત ઈસ્લામી રાજ્યના વહીવટકર્તાઓ વસૂલ કરીને એકત્ર કરતા હતા અને મધ્યસ્થ સરકાર તરફથી તેની વહેંચણી થતી હતી.

આજે ઈસ્લામી હુકૂમત નથી. (આ ખુત્બાઓ બ્રિટિશ યુગમાં અપાયેલા છે) અને ઝકાત એકત્ર કરીને વ્યવસ્થાપૂર્વક વહેંચણી કરવાનો પ્રબંધ નથી, એટલે તમે

અલગ-અલગ વ્યક્તિગત ઝકાત કાઢીને શરીઅતના આદેશો મુજબ ખર્ચ કરી શકો છો. પરંતુ સર્વે મુસલમાનોને એ દિશામાં પ્રયત્નશીલ બનવું જોઈએ કે ઝકાત માટે એક એવું કેન્દ્ર સ્થાપવામાં આવે, જે ઝકાત એકઠી કરે અને એની વહેંચણીનું કાર્ય હાથ ધરે. એવી કોઈ વ્યવસ્થા વિના ઝકાત ફરજ કરવા પાછળ જે લાભો સમાયેલા છે, એ અધૂરા રહી જાય છે.

